અશોક બાલપુસ્તકમાળા : વર્ષ : ૬ : પુસ્તક : ૨–૩

# આપણી મહાસભા

[ખંડ : બીજો]



લેખક : નાગરદાસ ઇ. પટેલ

ચિત્રકાર : જગમોહન મીસ્ત્રી



સંપાદકો : નાગરદાસ ઇ. પટેલ

રમણલાલ નાનાલાલ શાહ



આઠ આના

બાલવિનોદ કાર્યાલય

૧૪૯ પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઇ : ૨

આવૃત્તિ પહેલી : માર્ચ : '૪૦  બીજી : જુલાઇ '૪૩

      

મુંબાઇ સરકારના કેળવણી ખાતા ને વેસ્ટર્ન
ઇંડિયા સ્ટેટ્સ એજન્સી તરફથી મંજૂર.





## અનુક્રમ

☆



      

: મુદ્રક :
રામદાસ ઈ. પટેલ
રજની પ્રિન્ટરી

: પ્રકાશક :
નાગરદાસ ઈ. પટેલ
બાલવિનોદ કાર્યાલય

એકસો ઓગણપચાસ : પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ નં ૨

# પરિચય

મહાસભા આપણા દેશની સૌથી વધારે પ્રભાવશાળી સંસ્થા છે. આમ જનતા ઉપર એનો અજબ કાબુ છે. મહાત્મા ગાંધીજી એના રાહબર છે.

'પૂર્ણ સ્વરાજ્ય' એનું ધ્યેય છે. એની પ્રાપ્તિ માટે અનેક કટોકટીમાંથી એને પસાર થવું પડ્યું છે. અત્યારે પણ એવી જ પરિસ્થિતિ છે.

નાનાં બાળકો અને જેનું બાલ માનસ છે એવાં અસંખ્ય સ્ત્રીપુરુષોને માટે મહાસભાનો ઇતિહાસ લખવાનો આ નમ્ર પ્રયાસ છે. ૧૯૩૦ થી ૧૯૩૮ સુધીનાં આઠ વર્ષોનો મહાસભાનો ઇતિહાસ આ ખંડમાં રજુ કર્યો છે.

ચોથા પાન ઉપરની 'ભલામણ'માં જણાવેલાં ઘણાં ખરાં પુસ્તકોનો મેં આધાર લીધો છે એટલે તેના લેખકો અને પ્રકાશકોનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

**નાગરદાસ ઇ. પટેલ**

# ★ ભલામણ ★

આપણી મહાસભાના વિવિધ પ્રસંગોની વિગતવાર હકીકતો જાણવા માટે નીચેનાં પુસ્તકો વાંચવાની ભલામણ કરવામાં આવે છે. એમાંનાં ઘણાંખરાં નવજીવન કાર્યાલય તથા પ્રસ્થાન કાર્યાલયે પ્રકટ કરેલાં છે.

૧ **મહાસભાનો ઇતિહાસ**: લેખક ડૉ. પટ્ટાભી સીતારામૈયા. મહાસભાનો ૧૯૩૫ સુધીનો વિગતવાર ઇતિહાસ છે.

૨ **હિંદી મહાસભાનો ઇતિહાસ**: ખંડ: ૧. ૨. ૩. (લુહાણા મિત્ર પ્રેસ) મહાસભાની શરૂઆતથી ૧૯૩૮ સુધીનો ઇતિહાસ.

૩ **બારડોલીના સત્યાગ્રહનો ઇતિહાસ**: લેખક મહાદેવ દેસાઇ. બારડોલીના સત્યાગ્રહનો વિગતવાર ઇતિહાસ.

૪ **આત્મકથા ખંડ: ૧: ૨ લેખક**: ગાંધીજી. ગાંધીજી મહાસભામાં જોડાયા તે પછીનાં મહાસભાની પ્રગતિનાં પ્રકરણો.

૫ **જવાહરલાલ નહેરૂ**: પંડિત જવાહરલાલ, એમની મહાસભાની કામગિરી.

૬ **ધારાસણાનો કાળો કેર**: ધારાસણાના અગરો ઉપર કરેલા હલ્લાનો ઇતિહાસ.

૭ **એક ધર્મયુદ્ધ**: અમદાવાદની મીલ હડતાળને અંગે ગાંધીજીએ ચલાવેલી લડત.

૮ **ખેડાની લડત**: ગાંધીજીની ખેડાની લડતનો ઇતિહાસ.

૯ **ચંપારણમાં ગાંધીજી**: ગાંધીજીએ ચંપારણના નીલવરો સામે ચલાવેલી લડતનો ઇતિહાસ.

૧૦ **ગોળમેજીમાં ગાંધીજી**: ગાંધીજી ગોળમેજીમાં ગયા તે વખતનાં ભાષણો અને અહેવાલ.

૧૧ **બોરસદની વીરાંગનાઓ**: બોરસદમાં પોલીસના ત્રાસ સામે ઝુકેલી સ્ત્રીશક્તિ.

૧૨ **અસહકાર**: અસહકારનો ઇતિહાસ.



☆

☆ આપણી ☆
મહાસભા

☆

ખંડ: બીજો

## સમાધાન

[૧૯૩૧]

'ગાંધીજી જેલમાંથી છૂટયા અને એમણે જાહેર કર્યું કે ચોકી કરવાનો તેમ જ મીઠું પકાવવાનો હક્ક જતો કરાય એમ નથી. માનભરી રીતે સમાધાન કરવા પોતે તૈયાર છે. એવામાં પંડિત મોતીલાલજીની ગંભીર માંદગીના સમાચાર એમને મળ્યા અને તેઓ અલ્હાબાદ ગયા. કારોબારીના બીજા સભ્યો પણ ત્યાં આવ્યા. કારોબારીએ એવું જાહેર કર્યું કે સવિનય ભંગ જરા પણ ધીમો ન પડે એવી રીતે ચાલુ રાખવાનો છે: તેમ જ ચોકી કરવાનો પ્રજાનો અધિકાર છે. વિદેશી કાપડનો બહિષ્કાર તેમજ દારૂ વગરે કેફી પદાર્થોની ચોકી ઉપર તેણે ભાર મૂકયો.'

'પંડિત મોતીલાલજીને કયારે મટયું ?' કમળાએ પૂછયું.

'એ માંદગી એમને માટે જીવલેણ નીકળી. તેઓ ૭ મી ફેબ્રુઆરીએ મરણ પામ્યા. રાજકારણની આંટીઘુંટીમાંથી પણ ઝડપથી સરળ માર્ગ શોધી કાઢવાંમાં તેઓ પાવરધા હતા. ગાંધીજીએ 'ન્યુસ ક્રૉનીકલ'માં લખ્યું હતું કે: ચારે તરફ દમનનો કેર વર્તી રહ્યો છે. નિર્દોષ માણસો ઉપર વગર કારણે હુમલા થાય છે. આબરૂદાર માણસોની મિલકતો વગર કારણે તેમની દાદ કે ફરિયાદ સાંભળ્યા વગર ખૂંચવી લેવાય છે.

સ્ત્રીઓના એક સરઘસને તાજેતરમાં જબરજસ્તીથી વીખેરવામાં આવ્યું છે, એટલું જ નહિ પણ તેમના વાળ ખેંચીને ભારે બૂટોથી લાતો મારવામાં આવી છે. આવું દમન ચાલુ રહે તો મહાસભા માટે સહકાર કરવો અશકય થઇ પડે.'



પંડિત મોતીલાલ નહેરુ

'ગોળમેજીનું શું થયું ?' ઇંદુએ સવાલ કર્યો.

'આ અરસામાં એના ૨૬ પ્રતિનિધિઓ હિંદ પાછા ફર્યા અને તેમણે મહાસભાને બીજી ગોળમેજીમાં જોડાવા આગ્રહ કર્યો. ગાંધીજીએ વાઇસરૉયને કાગળ લખ્યો.'

'શી બાબતનો ?' અશોકે પૂછ્યું.

'એમાં એમણે દેશમાં ચાલતા પોલીસના જુલમ બાબત તેમ જ ૨૧ મી જાન્યુઆરીએ બોરસદમાં સ્ત્રીઓના સરઘસ ઉપર પોલીસે કરેલા હુમલા તરફ વાઇસરૉયનું ધ્યાન ખેંચ્યું ને તપાસની માગણી કરી.'

'એ કબુલ થઈ ?' કમળાએ પૂછ્યું.

'સરકારે ના પાડી. ગાંધીજીએ વાઇસરૉય સાથે રૂબરૂ મળી તે વાત કરવા ઇચ્છા બતાવી. વાઇસરૉયે તરત જ તારથી જવાબ આપ્યો ને ગાંધીજીને મળવા બોલાવ્યા. ૧૭ મી ફેબ્રુઆરીએ ગાંધીજી વાઇસરૉયને મળ્યા, અને ચાર કલાક સુધી બંને જણ વચ્ચે વાતચીત ચાલી.'

'શું નક્કી થયું ?' ઇંદુએ પૂછ્યું.

'સમાધાનની સામાન્ય શરતો. એમાં રાજદ્વારી કેદીઓની

મુક્તિ, જપ્ત થએલી મિલકતો પાછી આપવી, રાજીનામાં આપ્યાં હોય તેમને પાછા નોકરીએ લેવા વગેરે વાતોનો સમાવેશ થવો જોઇએ. એ ઉપરાંત પોલીસના જુલમોની તપાસ માટેની માગણી ઉપર ગાંધીજીએ ભાર મૂકયો. ત્રણ દિવસ સુધી બંનેની વાતચીતો ચાલુ રહી. વાઇસરોયે ગાંધીજીની શરતો વિલાયત મોકલી અને ત્યાંથી જવાબ મળ્યા પછી એમણે ગાંધીજીને ૨૭ મી ફેબ્રુઆરીએ ફરી પાછા બોલાવ્યા. બંને વચ્ચે સાડાત્રણ કલાક સુધી વાતચીત થઈ. બેઉએ છૂટથી વાટાઘાટ કરી પણ કશો નિર્ણય થયો નહિ. ૧ લી માર્ચે ગાંધીજી વાઇસરૉયને ફરી મળ્યા, અને સમાધાનની વાતો થઇ.'

'સમાધાનની વિગતોની ?' અશોકે પૂછ્યું.

'હાસ્તો. ચોકી વિષે સ્પષ્ટ નિયમ કરવામાં આવ્યો. દંડ વસૂલ કરવાના હેતુથી મૂકવામાં આવેલી વધારાની પોલીસ બાબત એમ ઠરાવવામાં આવ્યું કે હવે પછી દંડ વસૂલ નહિ થાય તેમજ વસૂલ થએલો દંડ પાછો નહિ અપાય. કેદીઓના છૂટકારા બાબત ઉદાર નીતિ ગ્રહણ કરવાનું વાઈસરૉયે વચન આપ્યું, તેમ જ કેટલાક વ્યક્તિગત દાવા તપાસવાનું પણ વચન આપ્યું.'

'જપ્ત થએલી મિલકતોનું શું ?' અશોકે પૂછ્યું.

'એ બાબત એમ ઠરાવવામાં આવ્યું કે વેચાઇ ગયેલી મિલકતો પાછી નહિ અપાય. છતાં એ બાબત ગાંધીજીને પ્રાંતિક સરકારોને મળી લેવાની સૂચના થઇ.'

'મીઠાનું શું થયું ?' કમળાએ પૂછ્યું.

'કુદરતી રીતે થયેલા મીઠામાંથી મફત મીઠું એકઠું કરવા દેવાની છૂટ આપવાનું વચન વાઇસરૉયે આપ્યું. માત્ર પોલીસના જુલમની તપાસના મુદ્દા ઉપર સરકારે નમતું ન આપ્યું.'

'બારડોલીના ખેડૂતોની જમીનો પાછી આપવાનું શું થયું?' અશોકે પૂછ્યું.

'એ બાબત ખૂબ ચર્ચા થઈ. એ વિષયમાં જે કંઈ નક્કી કરવામાં આવે તેમાં સરદાર વલ્લભભાઈની અનુમતિ હોય તો સારું એવી ગાંધીજીની ઇચ્છા હતી. વાઇસરૉયને પણ કેટલીક મુશ્કેલી હતી. મુંબાઈ સરકારને એમણે કાગળ લખ્યો હતો કે ખેડૂતોને એમની ખાલસા થએલી જમીનો પાછી આપવા બાબત પોતે માગણી કરશે નહિ. આ ઉપરથી વાઇસરૉય એ બાબત મુંબાઈ સરકારને લખવા નારાજ હતા. વળી આ વાટાઘાટ ચાલતી હતી એ દરમિયાન એ વાતની ચર્ચા કરવા મુંબાઈ સરકારના મહેસુલ ખાતાનો મંત્રી દિલ્હી આવ્યો હતો.'

'સમાધાન ક્યારે થયું?'

'ત્રીજી માર્ચે બંને પક્ષ વચ્ચે સમાધાન થયું.'

'બધાંને તે પસંદ પડયું?' અશોકે પૂછ્યું.

'સરદાર વલ્લભભાઈને જમીન વિષેના સમાધાનથી સંતોષ ન હતો. પંડિત જવાહરલાલને બંધારણની કલમથી સંતોષ ન હતો. કેદીઓના પ્રશ્નનું સમાધાન કોઈને ગમતું ન હતું. પણ સમાધાન એટલે કંઈક માંડવાળ તો હોય જ ને!'

'બધું ધારેલું ઓછું જ થાય છે!' કમળા બોલી.

'ગાંધીજીએ કારોબારીના દરેક સભ્યને પૂછ્યું હતું કે મારે કેદીઓના, ચોકીના, જમીનોના, કોઈ પણ એક સવાલ પર કે બધા સવાલો ઉપર સમાધાન તોડી નાખવું કે કેમ?'



## કરાર

**[૧૯૩૧]**

'તા. પાંચમી માર્ચે ગાંધીજી અને વાઇસરોય વચ્ચે થએલા કરાર પ્રગટ થયા. એ વખતના વાઇસરોય લૉર્ડ ઇરવીન

હતા તેથી એ કરારો ગાંધી–ઇરવીન કરારો તરીકે જાણીતા છે. એની એકંદરે ૨૧ કલમો છે.'

'મુખ્ય વિગતો શી હતી?' કમળાએ સવાલ કર્યો.

'વાઇસરોય અને ગાંધીજી વચ્ચે જે વાતચીતો થઇ છે તેને પરિણામે એવું નકકી કરવામાં આવ્યું છે કે સવિનય ભંગની હીલચાલ બંધ થાય. મહાસભા ગોળમેજીમાં ભાગ લે. બહિષ્કાર મોકુફ રખાય.'

'ચોકીનું શું થયું?' અશોકે પૂછ્યું.

'કાયદાએ છૂટ આપેલી હોય તેની મર્યાદામાં રહીને શાન્ત પણે દારૂ તથા કેફી ચીજો અથવા પરદેશી માલના વાપરની સામેની ચોકીની છૂટ અપાઇ.'

'પોલીસના જુલમોનું શું થયું?' ઇંદુએ પૂછ્યું.

'ગાંધીજીએ એ સંબંધી જાહેર તપાસની જરૂર જણાવી હતી પણ તેમ કરવાથી શાન્ત વાતાવરણ ઉભું કરવામાં મુસ્કેલી આવે એટલે ગાંધીજીએ એ વાતનો આગ્રહ ન કર્યો. અધૂરા દાવાઓ પાછા ખેંચી લેવાનું તેમ જ દંડની વસૂલાત બંધ કરવાનું ઠરાવવામાં આવ્યું. જે દંડ વસુલ થયા હોય તે પાછા નહિ અપાય એમ પણ નકકી થયું. જમીન મહેસુલ નહિ ભરવાથી જપ્ત થએલી મિલ્કત સરકારના કબજામાં હશે તે પાછી આપવામાં આવશે. બગાડને માટે વળતર નહિ અપાય, તેમ જ સ્થાવર મિલકત બીજા પક્ષને અપાઇ હશે તેમાં સરકાર વચ્ચે નહિ પડે.'

'પટેલ તલાટીઓનું શું થયું?' કમળાએ પૂછ્યું.

'જે સરકારી નોકરો અને પટેલ તલાટીઓએ રાજીનામાં આપ્યાં છે તેઓ ફરી નોકરી મેળવવા માટે અરજી કરશે તો તેમને નીમવાની બાબત સરકાર ઉદાર નીતિ રાખશે.'

'અને મીઠાનું શું ઠરાવ્યું ? એમાં કંઇ રાહત મળી ?' અશોકે પૂછ્યું.

'ગરીબ વર્ગને રાહત આપવા સારૂ મીઠું ભેગું થઇ શકે કે પકવી શકાય એવાં સ્થળોની નજીકમાં વસનારાઓને પોતાના ગામડાની અંદર જ ઘરના વપરાશ સારૂ મીઠું ભેગું કરવાની અથવા પકવવાની છૂટ આપવામાં આપી.'

'અને કેદીઓનું શું થયું ?' ઈંદુએ પૂછ્યું.

'સવિનય ભંગની હીલચાલના તેમ જ હિંસાની ઉશ્કેરણી ન હોય એવા ગુનાઓ માટે કેદ ભોગવતા બધા કેદીઓને છોડી મૂકવામાં આવ્યા.'

'ત્યારે તો એક રીતે મહાસભાનો વિજય થયો ગણાય.' કમળા બોલી.

'એમ જ.'



## કરાંચીની બેઠક

**[૧૯૩૧]**

'સમાધાન થયું કે તરત જ સવિનયભંગની લડત અને બ્રિટિશ માલના બહિષ્કારની હીલચાલ બંધ કરવાની મહાસભાની સમિતિઓને સૂચના અપાઇ. સરકારે પણ બધી સમિતિઓ સામેનો પ્રતિબંધ ઉઠાવી લીધો એટલે તે પાછી કામ કરતી થઇ ગઇ. ચોકીની બાબતમાં પણ એવી સૂચનાઓ અપાઇ કે એમાં બળજબરી, ધમકી, વિરોધી દેખાવો કે સામાન્ય કાયદા પ્રમાણે ગુનો ગણાય એવું કંઇ પણ હોવું ન જોઇએ.'

'આ વરસની બેઠક ક્યાં ભરાઇ?' કમળાએ પૂછ્યું.

'કરાંચીમાં. સરદાર વલ્લભભાઇ પટેલ એના પ્રમુખ હતા.

અત્યાર સુધી મહાસભાની બેઠકો ડીસેંબરની આખરે ભરાતી તેને બદલે ફેબ્રુઆરીની આખરે કે માર્ચની શરૂઆતમાં ભરવાનું લાહોરની બેઠકમાં ઠરાવવામાં આવ્યું હતું. સમાધાન માર્ચની શરૂઆતમાં થયું તેથી બેઠક માર્ચની આખરે મળી શકી. સરદાર વલ્લભભાઇએ પ્રમુખ તરીકેના ભાષણમાં જણાવ્યું કે એમના જેવા એક ખેડૂતને પ્રમુખ તરીકે નીમવામાં એમની પોતાની નહિ પણ સવિનય ભંગની લડતમાં મોટા ભાગ લેનાર ગુજરાતની કદર કરવામાં આવી છે. એમણે ગાંધી–ઇરવીન કરારોનું મહત્વ સમજાવ્યું તેમજ મહાસભાવાદીઓની ફરજો પણ સમજાવી. કરાંચીની બેઠક શોકના વાતાવરણમાં મળી હતી.'



સરદાર વલ્લભભાઇ પટેલ

'શાથી?' અશોકે પૂછ્યું.

'ભગતસિંહ, રાજગુરૂ અને સુખદેવ નામના ત્રણ જુવાનોને વડી ધારાસભામાં બૉમ્બ નાખવા બદલ ફાંસીની સજા કરવામાં આવી હતી. એમને બચાવવા માટે તથા એ સજા રદ કરાવવા સારૂ ગાંધીજીએ વાઇસરૉય સાથેની વાટાઘાટ વખતે પુષ્કળ પ્રયત્ન કર્યો હતો, છતાં તેમાં એમને સફળતા મળી ન હતી. એ ત્રણેને કરાંચીની બેઠક મળી એ અરસામાં જ ફાંસી અપાઇ હતી. મહાસભાએ એને માટે એક ઠરાવ પસાર કર્યો.'

'કયી રીતનો?' ઇંદુએ પૂછ્યું.

'કોઇ પણ જાતની રાજકીય હિંસાથી અલગ રહીને તથા

તેના તરફ નાપસંદગી બતાવવા છતાં સરદાર ભગતસિંહ અને તેના સાથીઓના શૌર્ય તેમ જ બલિદાનની મહાસભા પ્રશંસા કરે છે. એ ઉપરાંત શોકનું બીજું પણ કારણ હતુ.'

'શું ?' કમળાએ પૂછ્યું.

'બેઠક વખતે જ કાનપુરમાં હિંદુ–મુસલમાનનું ગંભીર હુલ્લડ શરૂ થયું હતું. એ હુલ્લડમાં ત્યાંના જાણીતા કાર્યકર્તા શ્રી. ગણેશશંકર વિદ્યાર્થીનું ખૂન થયું હતું. એ હુલ્લડમાં આશરે ૧૬૬ માણસો મરાયાં હતાં અને ૪૮૦ ને ઇજા થઈ હતી.'

'મહાસભાએ શું કર્યું ?' અશોકે પૂછ્યું.

'મહાસભાએ ગણેશશંકર વિદ્યાર્થીના મરણ બદલ ખેદ જાહેર કર્યો અને આ ઝગડાનાં કારણો શોધી કાઢવા તથા બંને કોમો વચ્ચે ભાઇચારો વધારવા એક સમિતિ નીમી.'

'કરારોનું શું થયું ?' ઇંદુએ પૂછ્યું.

'મહાસભાએ એને મંજુરી આપી અને પોતાનું પૂર્ણ સ્વરાજ્યનું ધ્યેય અખંડિત રહે છે એમ જાહેર કર્યું.'

'ગોળમેજી બાબત શું નક્કી થયું ?' કમળાએ સવાલ કર્યો.

'એમાં ભાગ લેવાનૂં ઠરાવ્યું, અને ગાંધીજીને તથા તેમની આગેવાની નીચે કામ કરવા કારોબારી નીમે એવા પ્રતિનિધિઓને ગોળમેજીમાં મોકલવાનું ઠરાવ્યું. ખાદી વિષે પણ ઠરાવ કરવામાં આવ્યો. ખેડૂતોને નવરાશના વખતમાં સહાયક ઉદ્યોગ પૂરો પાડે એવા એકમાત્ર સાધન તરીકે રેંટિયાને ઓળખાવવામાં આવ્યો. લોકોને પરદેશી કાપડ ન ખરીદવાની અને વેપારીઓને તે ન વેચવાની તેમ જ તેનો વેપાર છોડી દેવાની વિનંતિ કરવામાં આવી.'

'એ ઉપરાંત બીજા ઠરાવો પણ થયા હશે જ ?' ઇંદુ બોલી.

'હાસ્તો. બીજા ઠરાવોમાં પ્રજાના મૂળ હક્કો બાબતનો ઠરાવ ઘણો અગત્યનો હતો, એટલે તેની રૂપરેખા નક્કી

કરી એ ઠરાવ ઘડવાનું કામ મહાસમિતિને સોંપાયું હતું. મહાસમિતિએ એ ઠરાવ સુધારા વધારા સાથે ૧૯૩૧ ના ઑગસ્ટમાં પસાર કર્યો હતો. એમાં મહાસભાએ કલ્પેલા સ્વરાજ્યનો ખ્યાલ આપવામાં આવ્યો હતો.'

'ત્યારે તો એ ઘણો ઉપયોગી ગણાય.' કમળા બોલી.

'જરૂર.'



## મહાસભાનું સ્વરાજ્ય

[૧૯૩૧]

'મહાસભાએ કલ્પેલા સ્વરાજ્યનો જાહેર પ્રજા માટે શો અર્થ છે એનો તેમને ખ્યાલ આવી શકે તથા તેઓ સહેલાઇથી સમજી શકે તે સારૂ મહાસભા જાહેર કરે છે કે તેના તરફથી જે કોઇ બંધારણ કબૂલ કરવામાં આવે તેમાં નીચેની બાબતોનો સમાવેશ થવો જોઇએ, અથવા તે અમલમાં મુકવાની સ્વરાજ્ય સરકારને સત્તા મળવી જોઇએ.'

'કયી બાબતો?' ઇંદુએ પૂછ્યું.

'પોતાના વિચારો દર્શાવવાની, તથા સભાઓ ભરવાની સ્વતંત્રતા હશે. પોતાનો ધર્મ માનવાની તથા તે પાળવાની સ્વતંત્રતા હશે. કાયદાની નજરે, ધર્મનો, નાતજાતનો, કોમનો, કે સ્ત્રી પુરુષનો ભેદ નહિ રખાય. સૌ દેશજનના સરખા હકકો અને દરજ્જો ગણાશે. હથિયાર રાખવાની છૂટ રહેશે. કોઇ પણ માણસની સ્વતંત્રતા છીનવી નહિ લેવાય. બધા ધર્મો બાબત સરકાર નિષ્પક્ષતા જાળવશે. ઉમ્મર લાયક દરેક માણસને મત આપવાનો અધિકાર હશે. પ્રાથમિક કેળવણી મફત અને ફરજિયાત હશે. કોઇને ઇલકાબો નહિ અપાય. ફાંસીની સજા નાબૂદ થશે;

તેમ જ કોઇપણ હિંદી હિંદુસ્તાનમાં ગમે ત્યાં જઇ શકશે, વસી શકશે તેમ જ વેપાર ધંધો કરી શકશે.'

'આ તો બધું પ્રજાના મૂળ હક્કો કેવા હશે તે જણાવ્યું. એમાં મજૂરવર્ગનું હિત કેવી રીતે જળવાશે?' કમળાએ પૂછ્યું.

'સમાજની આર્થિક રચનામાં એવો ફેરફાર થશે કે જેથી દરેક જણ સારી અને સુઘડ રીતે પોતાનું જીવન ગુજારી શકશે. સરકાર મજૂરોના હિતની રક્ષા કરશે તેમ જ એવા કાયદા કરશે કે જેથી મજૂરો સારી રીતે રહી શકે એવો એમને પગાર મળે. મજૂરીના કલાકો ઘટાડશે તેમ જ માલિકો અને મજૂરો વચ્ચેની તકરારોનો નીવેડો લાવવાની ઝડપી વ્યવસ્થા થશે. મજૂર સ્ત્રીઓને ઘટતી સગવડો અપાશે. નિશાળે જવા જેવી ઉમ્મરનાં બાળકોને મજૂરીમાં રોકવાની બંધી થશે, તેમ જ મજૂરોને પોતાનાં મહાજનો બાંધવાની છૂટ રહેશે.'

'એ હિસાબે મજૂરોને સારો લાભ થશે.' ઇંદુ બોલી. 'એ જ રીતે ખેડૂતોને પણ લાભ મળશે ખરો?'

'જરૂર. જમીન મહેસુલની તેમ જ ગણોતની રીતમાં સુધારો થશે તથા એ ઘટાડવામાં આવશે. દેવાદારીમાંથી ખેડૂતોને રાહત અપાશે તેમ જ વ્યાજખોરી ઉપર અંકુશ મૂકાશે.'

'અને દારૂનું શું થશે?' અશોકે સવાલ કર્યો.

'દારૂ તથા હરેક પ્રકારની કેફી ચીજોની દવાના ઉપયોગ સિવાય સદંતર બંધી કરવામાં આવશે. એ અરધોઅરધ ઓછું કરી નખાશે. સરકારી નોકરોના પગારો ઘટાડવામાં આવશે. સામાન્ય રીતે માસિક પાંચસો રૂપિયા કરતાં વધારે પગાર આપવામાં નહિ આવે.'

'મીઠાની છૂટ હશે ખરી કે?' કમળાએ પૂછ્યું.

'હાસ્તો. એને માટે તો આખી લડત લડાઇ. હિંદુસ્તાનમાં

બનાવવામાં આવતા મીઠા ઉપર વેરો નાખવામાં આવશે નહિ. દેશી કાપડને સરકાર રક્ષણ આપશે અને એ હેતુથી પરદેશી કાપડ તથા સુતરનો બહિષ્કાર કરવાની તથા જરૂરી ઉપાયો લેવાની સરકારની નીતિ હશે. દેશી ઉદ્યોગધંધાઓને પરદેશીની હરીફાઇ સામે રક્ષણ અપાશે. રાષ્ટ્રીય હિતની દ્રષ્ટિએ હુંડિયામણ ગોઠવાશે. જળમાર્ગો, રેલ્વે, વહાણવટું તેમ જ ચાવીરૂપ ઉદ્યોગો ઉપર સરકારનો કાબુ રહેશે. હિંદીઓને લશ્કરી તાલીમ અપાશે કે જેથી પગારદાર લશ્કર ઉપરાંત દેશના રક્ષણ માટે બીજી વ્યવસ્થા પણ થઇ શકે.'

'આમ થાય તો તો ઘણું જ સારૂં.'

'અને એવું કરવાનો મહાસભાનો મનોરથ છે.'



## કરારનો ભંગ

**[૧૯૩૧]**

'ગોળમેજીમાં ભાગ લેવા પોતાતા પંદર પ્રતિનિધિ મોકલવાનો કારોબારીના કેટલાક સભ્યોનો અભિપ્રાય હતો. સરકાર પણ વીસેક સભ્યો સુધીની સગવડ કરવા તૈયાર હતી. એને તો એકને બદલે વીસ જણ જાય એ વધારે ફાવતી વાત હતી.'

'પછી શું નક્કી થયું ?' ઇંદુએ પૂછ્યું.

'ગાંધીજીને એકલાને જ હિંદના પ્રતિનિધિ તરીકે ગોળમેજીમાં મોકલવાનું નક્કી થયું. ઘણા માણસો કરતાં ગાંધીજી એકલા જ હિંદનો દાવો ઘણી સારી રીતે રજૂ કરી શકે એમ હતું.'

'નોકરશાહીને સમાધાન ગમ્યું ખરૂં ?' કમળાએ સવાલ કર્યો.

'જરા પણ નહિ. એને તો એ કરારોમાં પોતાની આબરૂ જતી રહેતી લાગી. આમ હોવાથી એ કરારનો અમલ શાની કરે! વળી અધુરામાં પૂરૂં વાઇસરૉય પણ બદલાયા. લૉર્ડ ઇરવીન ગયા અને લૉર્ડ વિલિંગ્ડન આવ્યા. લૉર્ડ ઇરવીને ગાંધીજીને કૈંક વચનો આપ્યાં હતાં. સોલાપુરના કેદીઓને છોડવાનું, બારડોલીના ખેડૂતોની જમીનો પાછી અપાવવામાં મદદ કરવાનું અને બીજાં પણ. લૉર્ડ ઇરવીન ગયા અને એમનાં વચનો પણ એમની સાથે લેતા ગયા. નવા વાઇસરૉયને એ વાતની ખબર ન હતી અને ખબર હોય તોય એની એમને કશી પડી ન હતી. એ સાથે એમને લેવા દેવા ન હતી.'

'ત્યારે તો નોકરશાહીનું ચઢી જ વાગેને!' અશોક બોલ્યો.

'અને થયું પણ એવું જ. મહાસભા કરારનો કાળજીથી અમલ કરતી હતી અને નોકરશાહી તેનો છડેચોક ભંગ કરતી હતી. રાષ્ટ્રધ્વજો ઊતરાવવામાં આવતા હતા. જાહેર સભાઓ બળજબરીથી વીખેરવામાં આવતી હતી. સરઘસો ઉપર લાઠીથી હુમલા થતા હતા. ચોકીની બંધી ફરમાવવામાં આવતી હતી. વકીલો પાસે બાંહેધરી માગવામાં આવતી હતી. લડતના કેદીઓને છોડવામાં ઢીલ થતી હતી અને કેટલાકને છોડવામાં આવ્યા ન હતા. નાની મોટી અનેક કનડગતો ચાલુ જ હતી.'

'બારડોલીનું શું થયું?' ઇંદુએ પૂછ્યું.

'ચાલુ મહેસુલના ૨૨ લાખ રૂપિયામાંથી ૨૧ લાખ રૂપિયા મહાસભાના આગ્રહથી ભરાઇ ગયા હતા. બાકીના એક લાખ ભરવાની કેટલાક ખાતેદારોની અશક્તિ હતી. તેમની જમીનમાં પાકયું ન હતું. લડતને અંગે એમણે ખૂબ જ નુકશાન વેઠયું હતું; છતાં સરકારે બાકીનું મહેસુલ વસુલ કરવા દબાણનાં પગલાં લીધાં, દંડ કર્યાં અને પોલીસની મદદથી એમનાં ઘરોને

ઘેરો ઘાલીને વસૂલાત કરવા માંડી.'

'ગાંધીજીએ એ સંબંધી ફરિયાદ તો કરી જ હશે.' કમળા બોલી.

'જરૂર. એમણે મુંબઇ સરકારને લખ્યું ત્યારે એણે જવાબ આપ્યો કે ખાતેદારોની અશકિત પૂરવાર થવી જોઇએ. જપ્તી માત્ર એક જ દાખલામાં થઇ છે. કેટલુંક મહેસુલ મુલતવી રાખ્યું છે ને થોડું માફ પણ કર્યું છે. પોલીસ તો માત્ર મામલતદાર અથવા મહેસુલી અધિકારીનું રક્ષણ કરવા કે જપ્ત થયેલી મિલકત સાચવવા પૂરતી રખાઇ હતી.'

'સરકારને કરાર મુજબ ચાલવાની ફરજ પાડી ન શકાય?' અશોકે સવાલ કર્યો.

'ગાંધીજીએ એને માટે લવાદીનો સવાલ ઊભો કર્યો. એમણે સરકાર તરફનો એક અને મહાસભાનો એક, એમ બે માણસોનું પંચ નીમવાનો આગ્રહ કર્યો.'

'સરકારે તેમાં સંમતિ આપી?' ઈંદુએ પૂછ્યું.

'એનો જવાબ ગૃહમંત્રીએ એવો આપ્યો કે એ રીતે રાજવહિવટને લગતા સવાલ લવાદ પંચને સોંપી ન શકાય. સરકાર પોતાની સ્વતંત્રતા ઉપર એ રીતે અંકુશ મુકવા તૈયાર ન હતી.'

'ગાંધીજીએ પછી શું કર્યું?' અશોકે પૂછ્યું.

'એમણે કરારભંગની વિગતવાર યાદી વાઇસરૉયને મોકલાવી. સરકારે એની તપાસ કરવાની ખાત્રી આપી.'

'તો તો ઠીક.' ઈંદુ બોલી.

'પણ નવી નવી ફરિયાદો આવે જ જતી હતી. સ્થાનિક સરકારો એનો નિકાલ કરવામાં તદ્દન બેદરકાર હતી. એમને લગતી બાબતોમાં વચ્ચે પડવા વડી સરકાર તૈયાર ન હતી.

એનું કામ પણ ધીરૂ હતું; એટલે ગાંધીજીએ વાઇસરૉયને લખ્યું કે આ બધા સંજોગો જોતાં, તેમ જ પંચ બાબત ના પાડવાથી ઊભી થયેલી સ્થિતિ જોતાં મને એમ લાગે છે કે મારે ગોળમેજીમાં ભાગ ન લેવો. એ બાબત છેવટનો નિર્ણય કરતાં પહેલાં મેં તમને ખબર આપી છે.'

'પછી વૉઇસરોએ શું કર્યું?' કમળાએ પૂછ્યું.

'એમણે દીલગિરી બતાવી અને ગાંધીજી પાસે છેવટનો નિર્ણય માગ્યો.'

'અને એમણે તો ના જ પાડી હશે!'

'એમ જ. સાફ શબ્દોમાં ગાંધીજીએ જણાવી દીધું કે મેં મારાથી બનતું કર્યું; પણ મારો પ્રયત્ન અફળ ગયો! વાઇસરોયે ગાંધીજીનો એ નિર્ણય વડા પ્રધાનને જણાવ્યો.'

'ગાંધીજી એવા નિર્ણય ઉપર શાથી આવ્યા? એનાં મહત્વનાં કારણો કયાં હતાં?' ઇંદુએ પૂછ્યું.

'કરારભંગ તેમ જ બારડોલીમાં લેવાયલાં જપ્તાનાં પગલાં. મુંબાઇ સરકારે કબૂલ કર્યા કરતાં પોલીસનો વધુ ઉપયોગ થયો હતો એ પુરવાર કરવા મહાસભા તૈયાર હતી. જપ્તાથી વસુલ થયેલું મહેસુલ એક લાખ રૂપિયા જેટલું ન હતું; પણ અમલદારોને તો એમની પોતાની આબરૂ સાચવવી હતી, અને દાબ બેસાડવો હતો. આ ઉપરાંત સરકારે ગોળ-મેજીમાં જવાને ડૉ. અન્સારીને આમંત્રણ ન આપ્યું, એ પણ એક કારણ હતું. લૉર્ડ ઇરવીને ગાંધીજીને વચન આપ્યું હતું કે તેઓ પંડિત માલવિયા, સરોજીની નાયડુ અને ડૉ. અનસારીને ગોળમેજીમાં પ્રતિનિધિ તરીકે આમંત્રણ આપશે. પંડિત માલવિયા અને સરોજીની નાયડુને નીમવામાં આવ્યા, પણ ડૉ. અનસારીની નીમણુંક ન થઈ. લૉર્ડ વિલિંગ્ડન એ બાબતમાં

છૂટી પડયા. ડૉ. અન્સારી ગોળમેજીમાં જઇને મુસ્લીમોનો વિરોધ પક્ષ રજુ કરે એ એમને ફાવતી વાત ન હતી.'

'ગાંધીજીનું જવાનું આ રીતે અટકી પડવાથી નોકરશાહીને સંતોષ થયો હશે!' અશોક બોલ્યો.

'ગાંધીજીએ જાહેર કર્યું કે અહીંના ઊંચા દરજ્જાના અમલદારો–સિવિલિયનો–ગોળમેજીમાં હું હાજરી આપું એવું ઇચ્છતા જ નથી. એમણે વાઇસરૉયને પૂછાવ્યું કે તેઓ હવે સંધીને રદ થયેલી ગણે છે કે મહાસભા ગોળમેજીમાં ભાગ ન લે છતાં પણ એ ચાલુ રહેવાની છે?'

'નોકરશાહીની ઇચ્છા તો મહાસભાના કાર્યકર્તાઓને અને મહાસભાની સામાન્ય પ્રવૃત્તિઓને કચડી નાખવાની જણાય છે!' કમળા બોલી.



## સિમલાની સમજતી

[૧૯૩૧]

'ગાંધીજીના કાગળનો જવાબ આપતાં વાઇસરૉયે લખ્યું કે મહાસભાએ ગોળમેજીમાં ભાગ લેવાની ના પાડવાથી સમાધાન-નો અર્થ સર્યો નથી, છતાં સરકાર કોઇપણ જાતનાં આગળનાં પગલાં નહિ ભરે.'

'ત્યારે તો સરકારને પણ લડત જોઇતી ન હતી, એમ જ ને?' ઇંદુએ પૂછ્યું.

'હાસ્તો. એની ઇચ્છા તો કોઇ પણ રીતે સમજાવીને ગાંધીજીને વિલાયત મોકલવાની હતી. મહાસભા તો સમાધાનીનું પાલન કરતી જ હતી. એટલે વાઇસરૉયની વલણ જોઇને બધી બાબતો વિષે ખુલાસાથી વાતચીત થઇ શકે તે સારૂ ગાંધીજીએ

વાઇસરૉય પાસે મુલાકાત માગી. એનો તરત જ હકારમાં જવાબ મળ્યો, એટલે ગાંધીજી, સરદાર વલ્લભભાઇ પટેલ અને પંડિત જવાહરલાલ નહેરૂ તથા સર પ્રભાશંકર પટ્ટણી સિમલા પહોંચ્યા અને વાઇસરૉયને મળ્યા.'

'પછી શું થયું?' અશોકે સવાલ કર્યો.

'બંને પક્ષ વચ્ચે ખુલાસાથી વાતચીતો થઇ. વાઇસરૉયે પોતાની કારોબારી સભાની સાથે પણ ચર્ચા કરી લીધી.'

'એ બધાનું પરિણામ શું આવ્યું?' કમળાએ પૂછ્યું.

'અનેક અંતરાયોમાંથી પાર ઊતરીને બધી બાબતોનો મેળ બેસાડવામાં આવ્યો. તા. ૨૯ મી ઑગસ્ટે આગબોટમાં બેસી શકાય તે માટે મુખ્ય રેલ્વે પરની છેલ્લી ગાડી પકડવા સારૂ ખાસ ગાડી મારફતે ગાંધીજીએ સિમલા છોડ્યું. આ રીતે બંને પક્ષો વચ્ચે નક્કી થયા પ્રમાણે ગોળમેજી પરિષદમાં મહાસભા તરફથી હાજરી આપવાને ગાંધીજી તા. ૨૯ મી ઑગસ્ટે મુંબાઇથી આગબોટમાં બેઠા. સરકારે પણ સિમલામાં થએલી સમજુતી પ્રકટ કરી.'

'એમાં શું હતું?' ઈંદુએ પૂછ્યું.

'નામદાર વાઇસરૉય અને ગાંધીજી વચ્ચે થએલી વાતચીતને પરિણામે હવે ગોળમેજી પરિષદમાં મહાસભાના પ્રતિનિધિ તરીકે ગાંધીજી હાજરી આપશે. ગાંધી–ઇરવીન કરારો ચાલુ રહેશે. મહાસભાએ કરેલી બારડોલીની ફરિયાદ બાબત તપાસ પંચ તરીકે નાસિક જીલ્લાના કલેકટર મી. ગોરડનની નીમણુંક કરવામાં આવી છે. મહાસભાની બીજી ફરિયાદોનો નિકાલ સામાન્ય ધારાધોરણ પ્રમાણે થશે. એ સમાધાન સાથે ગાંધીજીનો કાગળ અને ગૃહ મંત્રીનો જવાબ પણ પ્રકટ થયા.'

'એ કાગળોમાં શું હતું?' અશોકે પૂછ્યું.

'એમાં ગાંધીજીએ સ્પષ્ટ જણાવ્યું હતું કે દિલ્લીનુ કરારનામું અમલમાં છે ત્યાં સુધી સવિનય ભંગ મુલતવી રહેલો છે; છતાં જે ફરિયાદોની દાદ ન મળી શકે તે સારૂ તથા આત્મરક્ષણને માટે સીધી લડત આપવાને મહાસભા સ્વતંત્ર હોવી જોઇએ. મહાસભા ચર્ચા અને સમજાવટ કે બીજા ઉપાયોથી રાહત મેળવવાનો સતત પ્રયત્ન કરશે.'

'ગૃહમંત્રીના જવાબમાં શું હતું ?' ઇંદુએ પૂછ્યું.

'સરકાર આશા રાખે છે કે મહાસભા કોઇ પણ લડતના ઉપાયનો આશરો નહિ લે.'

'એ પણ ઠીક.' અશોક બોલ્યો.

'આ રીતે મહાસભાએ સીધી લડત આપવાનો પોતાનો હકક અનામત રાખ્યો, તેમ જ પ્રજાના હકકોના સંરક્ષણ માટે સીધી લડત ઊપાડવાની પોતાની સ્વતંત્રતા કાયમ રાખી.

'ગાંધીજીની સાથે એમના બીજા સાથીઓ વિલાયત ગયા કે નહિ ?' અશોકે પૂછ્યું.

'મહાદેવ દેસાઇ, દેવદાસ ગાંધી, પ્યારેલાલ અને મીરાં બહેન એમની સાથે હતાં. ઠેકઠેકાણે ગાંધીજીનું સ્વાગત થયું.'

'કયાં કયાં ?' ઇંદુએ પૂછ્યું.

'એડનમાં અરબો અને હિંદીઓએ ગાંધીજીનું ભાવપૂર્વક સ્વાગત કરીને માનપત્ર આપ્યું, તેમ જ એક થેલી અર્પણ કરી. કૈરોમાં હિંદી પ્રતિનિધિ મંડળ અને ઇજીપ્તના વફદ પક્ષના પ્રમુખ નહાસપાશાના પ્રતિનિધિઓએ ગાંધીજીનું સ્વાગત કર્યું. માર્સેલ્સમાં જાણીતા વિદ્વાન રોમે રોલાં માંદગીને કારણે આવી ન શકયા, પણ એમના તરફથી એમનાં બહેને તથા ફ્રેન્ચ વિદ્યાર્થીઓએ એમનું સ્વાગત કર્યું.'

'ગાંધીજી લંડનમાં ક્યાં ઉતર્યાં હશે?' કમળાએ પૂછ્યું.

'એમણે તો બ્રીટીશ સરકારની મહેમાનગીરી છોડીને અને શ્રીમંતોની સોબત ત્યાગીને ગરીબોની સોબતને પસંદગી આપી. મિસ મ્યુરીયેલ લીસ્ટર સાથે કીંગ્ઝલી હોલમાં રહેવાનું એમણે પસંદ કર્યું. ચંપલ સિવાય બીજી રીતે ખુલ્લા પગવાળા, અને પોતાની સાદી ચાતર સિવાય ખુલ્લા શરીરવાળા 'ગાંધી કાકા' ની લોકપ્રિય મૂર્તિની આસપાસ એ લતાનાં બાળકો રોજ સવારે હોંસભેર ભેગાં મળતાં.'

'એમને મન આ જાતનો પોષાક નવાઇ જેવો હશે!' અશોકે કહ્યું.

'હાસ્તો. ત્યાંની અપાર ઠંડીમાં આ રીતે રહી શકવું તેમ જ હરીફરી શકવું એ ભારે નવાઇનો વિષય હતો!'



## ગોળમેજીમાં ગાંધીજી

**[૧૯૩૧]**

'ગાંધીજીએ પોતાનું પહેલું ભાષણ સમુહતંત્ર બંધારણ સમિતિ આગળ કર્યું, અને તેમાં એમણે મહાસભા, તેનું બંધારણ, તેનું ઘડતર અને તેના ઉદ્દેશો વગેરેનો સાર ટૂંકામાં સુંદર રીતે આપ્યો. સરકાર અને મહાસભા વચ્ચેનો ભેદ પણ એમણે સમજાવ્યો. અત્યારની સૌથી મોટી જરૂરીઆત બંધારણ ઘડવાની નથી પણ બે સમાન પ્રજાઓ વચ્ચેની ભાગીદારીની યોજના તૈયાર કરવાની છે. એમ પણ એમણે જણાવ્યું.'

'એ પરિષદને ગોળમેજી કેમ કહેવામાં આવતી હતી?' ઇંદુએ પૂછ્યું. 'એમાં રાખેલું મેજ ગોળ હતું?'

'હાસ્તો. બધા પક્ષો સાથે બેસીને વાટાઘાટ કરી શકે

અને બંધારણ ઘડી શકે તે માટે એ પરિષદ બોલાવાઇ હતી. ગાંધીજીએ લઘુમતી કોમો વિષેની સમિતિ આગળ ભાષણ કરતાં સાફ સાફ સંભળાવ્યું કે લઘુમતી કોમોની માગણીઓ એ કંઇ પરિષદની આગળનો મુખ્ય સવાલ નથી. પરિષદ તો રાજ બંધારણની યોજના માટે બોલાવવામાં આવી છે. એમણે સીધો સવાલ પૂછયો કે કોમી સવાલનો ઉકેલ કરવાને માટે આ બધા પ્રતિધિઓને છ હજાર માઇલ દૂર એકઠા કરવામાં આવ્યા છે ? એમણે એમ પણ ઉમેર્યું કે નાની કોમોની માગણી હું સમજી શકું છું પરંતુ અત્યંજો વતી કરવામાં આવેલી માગણી એ મારે મન સૌથી નિર્દય ઘા છે.'

'એમ શાથી કહેવું પડયું ?' અશોકે પૂછયું.

'એનો અર્થ એ હતો કે અસ્પૃસ્યતાનું કલંક કાયમ રહેતું હતું. અંત્યજોનો જુદો વર્ગ રહે એવું ગાંધીજી ઇચ્છતા ન હતા. એમણે જણાવ્યું કે અસ્પૃસ્યતા રહે એના કરતાં તો હિંદુ ધર્મ રસાતળ જાય એ હું બહુ વધારે ઇચ્છું.'

'લઘુમતી કોમો વિષે શો નિર્ણય થયો ?' કમળાએ પૂછયું.

'વડા પ્રધાને લવાદ બનીને એ પ્રશ્નનો નિકાલ કર્યો; અને એમણે ૧૯૩૨ ના જુન મહિનામાં પોતાનો નિર્ણય જણાવ્યો. એ કોમી ચુકાદાને નામે જાણીતો છે. ખરું જોતાં તો એ બંને પક્ષનું સાંભળીને કોઇ પંચે આપેલો ચુકાદો નથી, પણ બીજા નિર્ણયો જેવી એ સરકારી ભલામણ છે.'

'આ હિસાબે વાટાઘાટો ખૂબ ચાલી હશે ?' ઇંદુ બોલી.

'હાસ્તો. ૧૮ મી નવેંબર સુધીમાં ઇંગ્લેન્ડનું પ્રધાનમંડળ ગોળમેજી પરિષદથી ધરાઇ ગયું. પરિષદ અથવા સમિતિઓ પાસે જે જે સવાલોની ચર્ચા થતી હતી તેમાં ગાંધીજી પોતાનો સ્પષ્ટ અભિપ્રાય આપતા હતા. લશ્કરના સવાલની ચર્ચા વખતે

એમણે ભારપૂર્વક જણાવ્યું હતું કે જવાબદાર રાજતંત્ર અથવા સ્વરાજ્ય એટલે કે લશ્કર પરનો સંપૂર્ણ કાબૂ. મહાસભા એ જવાબદારી ઊઠાવવા સમર્થ છે. એમણે એમ પણ જાહેર કર્યું કે અત્યારનું લશ્કર એ હિંદને કબજે રાખવા માટેની જ ફોજ છે, અને તેના સિપાઇઓ કે અધિકારીઓ ગમે તે જાતના હોય તો પણ બધા પરદેશી છે, કેમકે મહાસભા તેમને જાહેર રીતે મળી શકતી નથી. મને જો લશ્કર ઉપર કાબુ ન મળે તો હું અનંત કાળ સુધી રાહ જોતો રહીશ. પોતાનું સંરક્ષણ કરતાં હિંદને આવડે છે.'

'જે કહેવાનું હતું તે ગાંધીજીએ સાફ સાફ સંભળાવી દીધું !' અશોક બોલ્યો.

'જરૂર, સલામતીઓ બાબત એમણે એમ કહ્યું કે તે હિંદને હિતકર્તા હોય એટલી વાત બેઉ પક્ષને કબુલ હોવી જોઇએ. આપણે પૂરેપૂરા સમોવડીઆની ભાગીદારીની કલ્પના કરવી જોઇએ. એમણે ગોળમેજી પરિષદની બેઠકમાં એક લાંબુ ભાષણ કર્યું, અને તેમાં કહ્યું કે સ્વતંત્રતા અથવા સ્વરાજ્યની પ્રાપ્ત દલીલો કરવાથી કે વિષ્ટિ કરવાથી થઇ શકે એવો મને જરાય ભ્રમ નથી. એમણે સાફ સાફ સંભળાવી દીધું કે સમિતિઓનાં નિવેદનોમાં નોંધ થાય છે કે ઘણી મોટી બહુમતીઓનો આ અભિપ્રાય છે. છતાં જેનો એ અભિપ્રાય નથી તે એક વિરોધી અભિપ્રાય રજુ કરનાર કોણ છે તેની નોંધ સરખી પણ લેવાતી નથી. એ એક કોણ છે ? પરિષદ બોલાવનારાઓ એવો ખ્યાલ રાખે છે કે આ પરિષદમાં ટોળે વળેલા પક્ષો જેવો મહાસભા પણ એક પક્ષ છે ? મેં તો પહેલેથી મહાસભાનો દાવો જાહેર કર્યો છે કે તે હિંદની ૮૫ ટકા વસ્તિનું પ્રતિનિધિત્વ ધરાવે છે. મહાસભા એ જ એક એવી સંસ્થા છે કે જેને કોમી

સ્વાર્થનો સ્પર્ષ નથી. તેના વ્યાસપીઠ ઉપર ગમે તે ચઢી શકે છે. તે જાતિના, વર્ણના, ધર્મના, કોઇપણ પ્રકારના ભેદને ઓળખતી નથી. આમ છતાં બધા પક્ષો પૈકીનો એ એકાદ પક્ષ હોય તેવી રીતે એની અહીં ગણના થાય છે. પરંતુ એટલું યાદ રાખજો કે કોઇપણ પ્રકારના કોમી પક્ષપાતથી મૂકત હોવાથી એ જ એક એવી સંસ્થા છે કે જે સંપૂર્ણ જવાબદારી ઊઠાવી શકશે. મહાસભાનો ઉદ્દેશ હિંદની મૂકિતનો છે, સ્વરાજ્યનો છે, પછી તમારે તેનું જે નામ પાડવું હોય તે પાડો. એમણે એમ પણ કહ્યું કે દેશની ૮૦ ટકા આવક પાછી ન મળે એવી રીતે ગીરો મૂકાઇ ગયા પછી કોઇ પણ જવાબદાર પ્રધાન રાજવહિવટ ચલાવી નહિ શકે.'

'બીજી ગોળમેજી કયારે પૂરી થઇ?'

'પહેલી ડીસેંબરે પ્રમુખનો આભાર માનવાની દરખાસ્ત રજુ કરતાં ગાંધીજીએ જણાવ્યું કે આપણા માર્ગો હવે જુદા થાય છે. મારો રસ્તો કયી દિશા પકડશે તેની મને આજે ખબર નથી. મારે તમારી દિશાથી તદ્દન ઉલટી દિશામાં જવાનું થાય તો પણ તમે મારા ઊંડા અંતરના આભારના અધિકારી છો. આવા શબ્દો ઉચ્ચારીને ગાંધીજીએ ગોળમેજી પરિષદની વિદાય લીધી.'

'હિંદી સરકારે પોતાની શરતો પાળી ખરી?' કમળાએ પૂછ્યું.

'નહિસ્તો. ગાંધીજી એમ માનતા હતા કે લંડનમાં સત્તા છોડી દેવાની અને હિંદને મૂકિત આપવાની વાતો થાય છે તે વખતે હિંદમાં દમન ચલાવવાની નીતિને મંજુરી નહિ અપાય. છતાં એમ ન થયું અને સરકારે ખૂબ દમન ચલાવ્યું. ગાંધીજીને પણ એના સમાચાર મળતા જતા હતા.'



# બારડોલીની તપાસ

[૧૯૩૧]

'બારડોલીની તપાસ માટે સરકારે મી. ગોરડનની નિમણુંક કરી હતી. પાંચમી ઑકટોબરે એ તપાસ શરૂ થઇ. મહાસભાના વકીલ તરીકે ભુલાભાઇ દેસાઇ, અને મહાસભાના પ્રમુખ સરદાર વલ્લભભાઇ પટેલ હાજર રહ્યા હતા. ભુલાભાઇ દેસાઇએ અનેક કાગળો, છાપાનાં લખાણો અને તારો ટાંકી બતાવ્યા. બારડોલીથી કરવામાં આવેલા એક તારમાં જણાવવામાં આવ્યું હતું કે સુરતના કલેકટરે પંદર પોલીસ સિપાઇઓ સાથે રાયગામ ઉપર દરોડો પાડયો હતો.'

'એવાજ દરોડા બીજે પણ પાડયા હશે.' અશોક બોલ્યો.

'ટીંબરવા, રાજપુરા, લાંભા, માણેકપુર, અલગઢ, ગોઘા, જામનીયા, નવા ફળિયા એ બધાં ગામોએ પણ એવાજ દરોડા પાડવામાં આવ્યા હતા. તપાસ જરા લંબાણથી ચાલી. એ પછી મહાસભાએ પાંચમી માર્ચથી ૨૮ મી ઑગસ્ટ સુધીમાં હિંદી સરકારે તથા મુંબાઇ સરકારે કાઢેલા બધા હુકમો રજુ કરવાની માગણી કરી. સરકારને આવી રીતે મહાસભાનો દાવો પુરવાર કરવા સારૂ પુરાવો પુરો પાડવાને શા માટે ફરજ પાડવી જોઇએ; એ પંચને ન સમજાયું. એણે કહ્યું કે મહાસભાએ પોતાના જ પુરાવાથી પોતે કરેલા આક્ષેપો પુરવાર કરવા જોઇએ, છતાં કોઇ ચોક્કસ સરકારી હુકમ જોવો હોય તો તે માટે હરકત નથી; એમ કહીને મહાસભાની માગણી મંજૂર ન રાખી. ભુલાભાઇએ એ સામે વાંધો ઉઠાવ્યો અને જણાવ્યું કે સામો પક્ષ આ રીતે સહકાર કરવા તૈયાર ન હોય તો આ તપાસનો કંઇ અર્થ નથી.'

'એ હુકમો રજુ કર્યા હોત તો મહાસભાનો દાવો સારી રીતે પુરવાર થાય, એવું જ હતું ને?' કમળાએ પૂછ્યું.

'જરૂર. સરદાર વલ્લભભાઇએ જાહેર કર્યું કે તપાસનું વલણ એકતરફી અને વિરોધી જણાયું છે. મારી તો છેવટ સુધી જવાની તૈયારી હતી પણ આપણા વકીલોને ખાતરી થઈ છે કે તપાસ આગળ ચલાવવાથી કશો અર્થ સરે એમ નથી.'

'એ હુકમો સિવાય સરકારી સાક્ષીઓની ઉલટ તપાસ પણ શી રીતે થાય!' ઇંદુ બોલી.

'તેથી તો મહાસભાએ એ તપાસમાંથી નીકળી જવાનો નિર્ણય કર્યો; અને સરદાર વલ્લભભાઈ પટેલે એ બાબતની ગાંધીજીને તારથી ખબર આપી.'

'એ સિવાય બીજે બધે શાન્તિ હતી ને?' કમળાએ પૂછ્યું.

'નહિસ્તો. સરકારને મહાસભા સાથે શાન્તિ રાખવી ન હતી. બહાનાં જોઇતાં હતાં; અને તે મળ્યાં એટલે મહાસભાના આગેવાનોને જેલમાં મોકલવા શરૂ કર્યા.'

'કેવાં બહાનાં?' અશોકે પૂછ્યું.

'ખરાં કે ખોટાં, ગમે તેવાં. સંયુકત પ્રાંતોમાં પંડિત જવાહરલાલ તથા ગોવિંદ વલ્લભ પંતે ખેડૂતોની સ્થિતિ બાબત તથા જમીનદારોના ત્રાસ બાબત સરકારનું ધ્યાન ખેંચ્યું, મહાસભાએ એને માટે એક તપાસ સમિતિ નીમી અને એણે પોતાનાં નિવેદનો પ્રકટ કર્યાં. સરકારે થોડી ઘણી જમીન મહેસુલની માફી જાહેર કરી પણ તે ઘણી ઓછી હતી. ખેડૂતોની બીજી અગવડો પર કંઇ જ ધ્યાન અપાયું ન હતું, અને ઉલટું એક મહિનામાં પૂરેપૂરું ગણોત નહિ ભરાય તો માફી પાછી ખેંચી લેવાશે એવું સરકારે જાહેર કર્યું હતું.'

'એક હાથે આપીને બીજે હાથે લઇ લેવા જેવું.' ઇંદુ બોલી.

'એમ જ. મહાસભાએ જાહેર કર્યું કે માગણી કરવામાં આવેલી રકમ ભરવાની ખેડૂત વર્ગની જરા પણ શકિત નથી. સરકાર સાથે એ બાબત મસલત કરવા માંડી, તેમ જ મહેસુલ ભરવાનું મુલતવી રાખવાની ખેડૂતોને સલાહ આપી. વાટાઘાટ ચાલતી હોય ત્યા સુધી વસૂલાતનું કામ અટકાવવામાં આવે તો મહેસુલ ભરવાનું મુલતવી રાખવાની સલાહ પાછી ખેંચી લેવાશે એમ પણ સરકારને જણાવ્યું.'

'સરકારે તે મંજુર રાખ્યું ?' અશોકે પૂછ્યું.

'નહિસ્તો. સરકારે આ સલાહને નાકરની ચળવળ તરીકે ઓળખાવી ને કેટલાક કાર્યકર્તાઓને જેલમાં પૂરી દીધા. લડતની શરૂઆત થાય તે પહેલાં જ દરેકને છૂટક છૂટક પકડી લીધા.

'પંડિત જવાહરલાલ નહેરૂ પણ પકડાયા ?' કમળાએ પૂછ્યું.

'ગાંધીજી ઈંગ્લેંડથી પાછા ફર્યા તે પહેલાં પાંચ દિવસ આગમચ સરકારે એમને કેદ કર્યા. બંગાળમાં પણ દમનનો દોર ચલાવ્યો.'

'એ જ રીતે બીજા પ્રાંતોમાં ધરપકડો થઇ હશે ?' ઇંદુ બોલી.

'જરૂર, સરહદ પ્રાંતમાં ખાન અબદુલ ગફારખાનને પણ ખુદાઇ ખિદમતગારોની ચળવળ ચલાવવા બદલ પકડવામાં આવ્યા.'

'ખુદાઇ ખિદમતગારો એટલે શું ?' અશોકે પૂછ્યું.

'એનો અર્થ પ્રભુના સેવકો એવો થાય છે; અને એ સરહદી પઠાણોનું સુંદર મંડળ છે. એક લાખ ખુદાઇ ખિદમતગારો ખાન અબદુલ ગફારખાનની આગેવાનની નીચે કામ કરતા હતા. એ મંડળને મહાસભાએ પોતાના એક અંગ તરીકે સ્વીકાર્યું હતું. સરકાર તેના તરફ શંકાની નજરે જોતી હતી. એ પ્રાંતના વડા અમલદારે ભરેલા દરબારમાં ખાન અબ્દુલ ગફારખાને હાજરી

ન આપી એ બહાના હેઠળ તેઓ સરકાર સાથે સહકાર કરતા નથી તથા પૂર્ણ સ્વતંત્રતાનો પ્રચાર કરે છે એમ કહીને એમને તથા એમના ભાઇ ડો. ખાનસાહેબને જેલમાં બેસાડી દીધા.'

'એમ તો મહાસભાનું ધ્યેય પણ 'પૂર્ણ સ્વાતંત્ર્ય'નું કયાં નથી!' ઇંદુ બોલી.

'એ તો છે જ, પણ સરકારને તો ખરું કે ખોટું બહાનું કાઢવું હતું! એક લાખ પઠાણોનું સંગઠન અને તે પણ સીમા પ્રાંતમાં, એ જ સરકારને ચિંતા કરાવે એવી બીના હતી. એ હિસાબે એ બેઉ ભાઇઓને આ રીતે પકડી લીધા.'

'ગાંધીજી ગોળમેજીમાંથી અહીં કયારે આવ્યા?' કમળાએ પૂછ્યું.

'૨૮ મી ડીસેંબરની સવારે તેઓ મુંબાઇને કિનારે ઊતર્યા.'



## એક લાખ કેદી

**[૧૯૩૨]**

'ગાંધીજી વિલાયતથી આવ્યા અને મોટા રાજાઓને પણ અદેખાઇ થાય એવું એમના માનમાં મુંબાઇમાં સરઘસ નીકળ્યું. આઝાદ મેદાનમાં સભા ભરાઇ. એમણે પોતાના વિલાયતના અનુભવો કહ્યા. પોતાના સાથીઓ પાસેથી અહીંના સમાચાર જાણ્યા. વિલાયતમાં પણ એમને જાતજાતના અનુભવો થયા હતા. એમણે વાઇસરૉયને તાર કરીને મુલાકાત માગી.'

'મુલાકાત મળી ખરી?' અશોકે પૂછ્યું.

'સરકારે પોતાની સામી ફરિયાદ રજુ કરી કે યુક્તપ્રાંતોમાં ના–કરની લડત શરૂ થઇ છે, સરહદ પ્રાંતમાં પણ સરકાર સામે ચળવળ ચલાવવામાં આવે છે. બંગાળમાં સરકારી અમલદારોનાં

ખૂનો થઇ રહ્યાં છે. તમારી ગેરહાજરીમાં એ થયું છે ને હવે તમે જે વલણ લો છો તે જોતાં એ સૌને સારૂ તમે જવાબદાર છો એવું માનવા વાઇસરૉય તૈયાર નથી. સરકારને જે પગલાં લેવાં પડયાં છે તે બાબત તમારી સાથે ચર્ચા કરવાની વાઇસરૉયની ઇચ્છા નથી.'

'એટલે ના પાડી એમ જ ને?' ઇંદુએ પૂછ્યું.

'હાસ્તો. ગાંધીજીએ એ બધાના રદિયા આપ્યા ને લખ્યું કે મિત્રભાવે મેં હાથ લંબાવ્યો હતો તે વાઇસરૉયે પોતાના હોદ્દાને ન શોભે એવી રીતે તરછોડયો છે. બંગાળની ખૂનામરકીને વખોડી કાઢવામાં મહાસભા પણ સરકાર સાથે સંમત છે.'

'મહાસભાની નીતિ જ અહિંસાની છે પછી એનો બંગાળની ખૂનામરકીમાં હાથ જ કયાંથી હોય!' કમળા બોલી.

'અને હતો પણ નહિ. ઉલટો એ સંબંધી તો મહાસભાનો વિરોધ જ હતો. ભગતસિંહને લગતા ઠરાવમાં પણ એ સ્પષ્ટ કર્યું હતું. ગાંધીજીએ છેવટે જણાવી દીધું કે કાર્યવાહક સમિતિએ સવિનય ભંગની રૂપરેખા નક્કી કરી છે. એમણે સમિતિના ઠરાવની નકલ પણ વાઇસરૉયને મોકલી.'

'એમાં શું હતું?' ઇન્દુએ પૂછ્યું.

'સરકારે કાઢેલા વટહુકમો, જે ઑર્ડિનન્સોને નામે ઓળખાય છે તે વખોડી કાઢયા હતા, તેમ જ એ ઑર્ડિનન્સોને અંગે ચલાવેલા જુલમોની તપાસ માટે સમિતિ માગી હતી. સરકાર તરફથી ઘટતો ખુલાસો ન થાય તો દિલ્હીની સંધિ સરકારે રદ કરી છે એવું કાર્યવાહક સમિતિ માનશે ને એ સંજોગોમાં સવિનયભંગ ને ના–કરની લડત શરૂ કરશે.'

'તપાસ સમિતિ નીમાઇ?' અશોકે પૂછ્યું.

'નહિસ્તો. વાઇસરોયે એનો જવાબ આપ્યો કે સવિનય-

ભંગની ધમકી હેઠળ મુલાકાત નહિ અપાય. લડતનાં પરિણામો સારૂ સરકાર તમને અને મહાસભાને જવાબદાર ગણશે. એને પહોંચી વળવા સરકાર જરૂરી પગલાં ભરશે.'

'એ પણ ઠીક!' કમળા બોલી.

'આ રીતે બન્ને વખત ના પડાઇ. એ તારનો જવાબ ગાંધીજીએ ત્રીજી જાન્યુઆરીએ આપ્યો.'

'શું લખ્યું?' ઇન્દુએ પૂછ્યું.

'દિલ્હીની વાટાઘાટ સવિનયભંગ ચાલુ હતો ત્યારે થઇ હતી. એ વખતે સવિનયભંગ છોડી દેવાયો ન હતો પણ મુલતવી રખાયો હતો. સિમલાની સમાધાની પછી પણ મેં ઘટતી ચોખવટ કરી હતી. ગાંધીજીનો એ તાર મળ્યો કે તરત જ વાઇસરૉયે એમને પકડવાના હુકમો આપ્યા.'

'ગાંધીજીને એકલાને?' અશોકે સવાલ કર્યો.

'ગાંધીજી અને સરદાર વલ્લભભાઇને તા. ૪ થી જાન્યુઆરીએ સવારના પહોરમાં જ પકડવામાં આવ્યા. સરકારે ચાર નવા ઑર્ડિનન્સ કાઢ્યા અને ઠેકઠેકાણેથી કાર્યકર્તાઓને પકડી લીધા. સંધિ દરમિયાન સરકારે ઘટતી તૈયારી કરી હતી, હજારો લાઠીઓ ખરીદાઇ હતી, ને શી રીતે કામ લેવું તે નક્કી થઇ ગયું હતું.'

'ત્યારે તો હજારોની સંખ્યામાં ધરપકડો થઇ હશે?' કમળાએ પૂછ્યું.

'જરૂર. સરકારે મહાસભા તથા એને સાથ આપતી બધી સંસ્થાઓને ગેરકાયદેસર જાહેર કરી ને મહાસભાવાદીઓને પકડવા માંડ્યા.'

'કેટલા માણસો જેલમાં ગયા હશે?' ઇંદુએ પૂછ્યું.

'સને ૧૯૨૧ માં ત્રીસહજાર, ૧૯૩૦-૩૧ માં નેવું હજાર

અને ૧૯૩૨ માં એક લાખ માણસોએ જેલ સ્વીકારી હતી. એમાં સ્ત્રીઓ અને બાળકો પણ આવી ગયાં. આ વખતના ઑર્ડિનન્સો ઘણા સખત હતા.'

'એટલે?' કમળાએ પૂછ્યું.

'જમીન મહેસુલ કે સરકારનું લહેણું ભરવાનું ના પાડવાની સલાહ આપનારને બે વર્ષની સજા. પોલીસની કે લશ્કરની નોકરીમાં જોડાવાનું ના કહે તેને એક વર્ષની કે દંડની સજા. જપ્ત થએલી ચોપડીમાંનું લખાણ વાંચી બતાવે તેને છ મહિનાની સજા. સોળ વર્ષથી નાના છોકરાઓનો દંડ થાય તે એના બાપ કે વાલી પાસેથી વસૂલ કરી શકાય, અને દંડ ન ભરે તો એને સજા થાય. વગર વૉરન્ટે ગમે તે માણસને પકડાય અને બે મહિના સુધી તેને અટકમાં રાખી શકાય.'

'આ વરસની બેઠક ક્યાં ભરાઇ?'

'દિલ્હીમાં એપ્રિલ મહિનામાં ભરાઇ. ચાંદની ચોકમાં ટાવર નીચે એ બેઠક ભરવાનું નક્કી થયું હતું.'

'પોલીસે ભલી ભરાવા દીધી!' ઇંદુ બોલી.

'એનો જાપ્તો તો બહુ હતો; છતાં પાંચસો પ્રતિનિધી ત્યાં પહોંચી ગયા, અને પોલીસ કંઇપણ કરે તે પહેલાં પોતાનું કામ ઝડપથી પૂરું કર્યું!'

'એના પ્રમુખ કોણ હતા?' અશોકે પૂછ્યું.

'અમદાવાદવાળા શેઠ રણછોડલાલ અમૃતલાલ. કેદીઓ ઉપર ભારે સીતમ ગુજારવામાં આવ્યો. પ્રોફેસરો, વકીલો, છાપાના તંત્રીઓ, વેપારીઓ, વગેરેને 'ક' વર્ગમાં મુકી તેમની પાસે સખત હાથે કામ લીધું. જેલોમાં જગ્યા ખૂટી એટલે પતરાંનાં છાપરાં ઊભાં કરી સરકારે કામચલાઉ જેલો ઊભી કરી.'

'એમાં શી રીતે રહેવાય!' ઇંદુ બોલી.

'છતાંય લોકો દુઃખ સહન કરીને રહ્યા. વળી સરકારે ધીરેધીરે ભારે દંડની સજાઓ કરવા માંડી. ભુલાભાઇ દેસાઇને જેલ ઉપરાંત દસ હજાર રૂપિયાના દંડની સજા કરી! હજારોની કિંમતની માલમિલકત પાણીના મુલે વેચવા માંડી; છતાં લડત તો ચાલુ રહી.'

'એ મહાસભાવાદીઓની અડગ હિંમત બતાવે છે!' કમળા બોલી.

'જરૂર. કોમી ચુકાદો ૧૭ મી ઑગસ્ટે બહાર પડયો, અને બીજે દિવસે ગાંધીજીએ વડા પ્રધાનને જણાવ્યું કે હરિજનો માટે જુદાં જુદાં મતદાર મંડળો સ્થાપવાનો નિર્ણય થયો છે તે રદ નહિ થાય તો તા. ૨૦ મી સપ્ટેંબરથી હું મરણ પર્યંતના ઉપવાસ શરૂ કરીશ.

'પછી શું થયું?' અશોકે પૂછ્યું.

'વડા પ્રધાને આસ્તેથી જવાબ આપ્યો અને ચુકાદાનો બચાવ કર્યો. ગાંધીજીએ જણાવ્યું. કે ગમે તેમ તો યે હરિજનો હિંદુ છે, એટલે તેમને આ રીતે જુદા ન પડાય. આ બધાનું પરિણામ એ આવ્યું કે ગાંધીજીને તા. ૨૦ મી સપ્ટેમ્બરે ઉપ-વાસ શરૂ કરવા પડયા.'

'ત્યાં સુધી કંઇ ન થયું?' કમળાએ પૂછ્યું.

'બધાને એમ લાગ્યું કે વડા પ્રધાનનો ચુકાદો રદ થવો જ જોઇએ; પણ એ તો હિન્દુઓ જ અંદર અંદર સમજુતી કરી લે તો જ કરાવી શકાય. સૌએ જુદા જુદા રસ્તા બતાવ્યા. પંડિત માલવિયાએ નેતાઓની પરિષદ બોલાવી. હરિજનોના પ્રતિનિધિઓ પણ મળ્યા.'

'હરિજનોના પ્રતિનિધિ કોણ હતા?'

'રાવબહાદુર રાજા તથા ડૉ. આંબેડકર. પછી ખૂબ વાટા-

ઘાટોને અંતે પુનાના કરારો થયા અને સરકારે તેને માન્ય કર્યા. તા. ૨૬ મી સપ્ટેમ્બરે વિલાયત અને હિંદુસ્તાનમાં એકી સાથે એ સંબંધી નિવેદન કરવામાં આવ્યાં.'

'એનાથી હરિજનોને શું મળ્યું ?'

'સામાન્ય બેઠકોમાંથી ૧૮ ટકા બેઠકો હરિજનો માટે અનામત રખાઇ.'

'પછી ગાંધીજીને છોડયા કે નહિ ?' કમળાએ પૂછ્યું.

'બિલકુલ નહિ. ઉલટી આ બધી વાટાઘાટો માટે જે સગવડો એમને અપાઇ હતી તે બધી તા. ૨૯ મી સપ્ટેમ્બરે પાછી ખેંચી લેવાઇ!'



## હરિજન પ્રવૃત્તિ

[૧૯૩૩]

'લડત ચાલુ હતી તે અરસામાં જ મહાસભાની બેઠક કલકત્તામાં મળી.'

'કયારે ?' અશોકે પૂછ્યું.

'તા૦ ૩૧ મી માર્ચ ૧૯૩૩. એકંદરે ૨૨૦૦ પ્રતિનિધિ મોકલવામાં આવ્યા હતા પણ ઘણાખરાની રસ્તામાં ધરપકડ થઇ. એટલે નકકી કરેલે ઠેકાણે ૧૧૦૦ પ્રતિનિધિ પહોંચી શક્યા.'

'એના પ્રમુખ કોણ હતા ?' ઈંદુએ પૂછ્યું.

'પંડિત માલવિયાજી. એમને કલકત્તા પહોંચતા પહેલાં કેદ કરવામાં આવ્યા, એટલે એ બેઠક શ્રીમતિ નેલી સેનગુપ્તાના પ્રમુખપણા નીચે ભરાઈ. એક તરફથી પોલીસે લાઠીમાર શરૂ કર્યો અને બીજી બાજુ ઠરાવો પસાર કરવામાં આવ્યા. ઘણાને ગંભીર ઇજા થઇ. કેટલાયને કેદ કરવામાં આવ્યા ને સજાઓ કરી. શ્રીમતિ નેલી સેનગુપ્તાને પણ છ માસની

જેલ આપી. કલકત્તાની બેઠક પછી હરિજન પ્રવૃત્તિમાં વધારે માણસો પડવા લાગ્યા. તેમના કામને વેગ મળે તે સારૂ જરૂરી આત્મશુધ્ધિ મેળવવા સારૂ ગાંધીજીએ ૨૧ દિવસના ઉપવાસ શરૂ કર્યાં.'



પંડિત માલવિયાજી

'કયારે?' કમળાએ પૂછ્યું.

'તા. ૮ મી મે થી. ઉપવાસનું સ્વરૂપ અને તે વિષેની ગાંધીજીની દ્રષ્ટિ લક્ષમાં લઇને સરકારે એમને તે જ દિવસે સાંજે છોડી મુકયા. ગાંધીજીએ એક નિવેદન બહાર પાડયું અને લડત ૭ અઠવાડિયાં મોકુફ રાખવાની મહાસભાના કામ ચલાઉ પ્રમુખને ભલામણ કરી.'

'કામચલાઉ પ્રમુખ કોણ હતા?' કમળાએ પૂછ્યુ.

'સરદાર વલ્લભભાઇ પટેલ પકડાયા તે વખતે પોતાની પછી પ્રમુખનું કામ એક પછી એક કોણ કરે તેની એક યાદી કરી મુકી હતી તે મુજબ જેમ જેમ એક પછી એક પ્રમુખો પકડાતા ગયા તેમ તેમ નવા નીમાતા ગયા. એ રીતે ડૉ. રાજેન્દ્રપ્રસાદ, ડૉ. અનસારી, સરદાર શાર્દુલસિંગ, ગંગાધરરાવ દેશપાંડે, ડૉ. કિચલુ, રાજા ગોપાલાચારીઅર, ફરીથી ડૉ. રાજેન્દ્રપ્રસાદ અને બાપુજી અણે એમણે અત્યારસુધી પ્રમુખ તરીકે કામ કર્યું હતું. બાપુજી અણે આ વખતે કામચલાઉ પ્રમુખ હતા અને એમણે ૭ અઠવાડિયા સુધી

લડત મોકૂફ રાખવાનું જાહેર કર્યું. ગાંધીજીએ સરકારને પણ આ મોકુફીનો લાભ લઇ બધા સત્યાગ્રહી કેદીઓને વગર શરતે છોડી મુકવા વિનંતિ કરી. સરકારે જણાવ્યું કે એવી મોકુફીથી કેદીઓને છોડી ન મુકાય.'

'એ પણ ઠીક!' અશોક બોલ્યો.

'૧૨ મી જુલાઇએ મહાસભાવાદીઓની એક ખાનગી પારષદ પુનામાં મળી. તેણે સરકાર સાથે સમાધાની કરવા સારૂ વાઇસરૉયની મુલાકાત માગવાનો ગાંધીજીને અધિકાર આપ્યો. ગાંધીજીએ સુલેહનો માર્ગ ખોળી કાઢવા માટે વાઇ-સરૉયની મુલાકાત માગી.'

'તે પણ નહિ આપી હોય!' ઇંદુ બોલી.

'એમજ. મહાસભા લડત બંધ ન કરે ત્યાં સુધી મુલાકાત આપવાની વાઇસરૉયે ના પાડી. આ અરસામાં ગાંધીજીએ પોતાનો આશ્રમ હરિજન પ્રવૃતિ માટે આપી દીધો. પહેલી ઑગસ્ટે તેઓ પોતાના સાથીઓ જોડે રાસ જતા હતા ત્યાં એમને પકડવામાં આવ્યા. ચોથી ઑગસ્ટે એમને છોડી મુકી યેરવડા ગામની હદ છોડી જઇ પુનામાં રહેવાનો હુકમ આપ-વામાં આવ્યો.

'ગાંધીજીએ તે પાળ્યો ખરો?' કમળાએ પૂછ્યું.

'બીલકુલ નહિ. છૂટકારા પછી અરધા કલાકમાં જ ગાંધીજીને ફરી પાછા પકડવામાં આવ્યા અને હુકમ ભંગ માટે એક વર્ષની સજા કરવામાં આવી.'

'આ તો ઉંદર બિલાડીની રમત જેવું થયું! પકડે ને છોડે, છોડે ને પકડે!' ઇન્દુ બોલી.

'જેમ ગણો તેમ. હરિજન પ્રવૃત્તિને અંગે જે છૂટ કે સગવડ ગાંધીજીને પહેલાં આપી હતી તે આ વખતે આપવાની

ના પાડવાથી તા. ૧૫ મી ઑગસ્ટે ગાંધીજીએ ફરીથી ઉપવાસ શરૂ કર્યા.'

'એટલે સરકારે એમને છોડી મુકયા ?' અશોકે પૂછ્યું.

'ના, ઉપવાસને પાંચમે દહાડે એમની તબિયત એટલી લથડી કે સરકારે એમને કેદી તરીકે જ પૂનાની સાસુન હોસ્પિટલમાં ખસેડયા. ત્રણ દિવસ પછી સરકારને એમ લાગ્યું કે ગાંધીજીના જીવને જોખમ છે એટલે વગર શરતે છોડી મુકયા. ગાંધીજીએ પોતાને કેદી તરીકે માની લઇ સજાની મુદત પુરી થાય ત્યાં લગી એટલે ૩ જી ઑગસ્ટ ૧૯૩૪ સુધીનો વખત હરિજનપ્રવૃત્તિ પાછળ આપવાનું નકકી કર્યું. આ અરસામાં પંડિત જવાહરલાલને એમનાં માતુશ્રીની ગંભીર માંદગીને અંગે એમની સજાની મુદત પૂરી થાય તે પહેલાં સરકારે છોડી મુકયા.'

'ગાંધીજીએ હરિજનપ્રવૃત્તિમાં શું કર્યું ?' કમળાએ પૂછ્યું.

'દશ મહિનામાં તેઓ આખા દેશમાં ફરી વળ્યા અને એ કામને ભારે વેગ આપ્યો. અસ્પૃશ્યતા નિવારણના કામ સારૂ લગભગ સાડા આઠ લાખ રૂપિયા ભેગા કર્યા અને દેશ આખાને એ સુધારા માટે જાગૃત કર્યો.'



## ધારાસભા પ્રવેશ

[૧૯૩૪]

'ગાંધીજીને હરિજનપ્રવૃત્તિમાં બધી જગ્યાએ સાથ મળ્યો એમ ન હતું. સનાતનીઓ તરફથી એ પ્રવૃત્તિ સામે ખૂબ વિરોધ થયો હતો.'

'એ સિવાય બીજું કંઇ ?' કમળાએ પૂછ્યું.

'ગાંધીજી ઉપર બૉમ્બ પણ ફેંકવામાં આવ્યો હતો !'

'ક્યાં ?' અશોકે પૂછ્યું.

'પૂનાની મ્યુનિસિપાલિટીએ ગાંધીજીને માનપત્ર આપવાનો મેળાવડો કર્યો હતો. ગાંધીજી ત્યાં જતા હતા તે વખતે એમની આગળ જતી બીજી એક મોટરને એમની મોટર માનીને બૉમ્બ ફેંકાયો. ગાંધીજીને તો એ ન લાગ્યો પણ સાત નિર્દોષ માણસો ઘાયલ થયા.'

'એ છતાં યે એ હીલચાલને ભારે વેગ મળ્યો હશે.' ઈંદુ બોલી.

'જરૂર. એમણે હરિજનો માટે અનેક મંદિરો ખુલ્લાં મુકાવ્યાં. દક્ષિણનું ગુરૂવાયુરનું મંદિર, હરિજનો માટે ખૂલ્લું મુકાવવા શ્રી. કેલાપ્પને કરેલા ઉપવાસ માટે જાણીતું છે. હરિજનોને એ મંદિરમાં આવવા દેવા કે નહિ તે સારૂ મંદિરમાં આવતા લોકોના મત લેવાયા. ૭૭ ટકા જેટલા મતદારોએ હરિજનોના મંદિર પ્રવેશની તરફેણમાં મત આપ્યા, અને મંદિર હરિજનો માટે ખુલ્લું મુકાયું. આ વર્ષે બિહારમાં ભારે આફત આવી.'

'શી બાબતની ?' કમળાએ પૂછ્યું.

'૧૬મી જાન્યુઆરીએ બિહારમાં ભયંકર ધરતીકંપ થયો, અને તેને લીધે આખા યે પ્રાંતનું સ્વરૂપ બદલાઇ ગયું. હજારો મકાનો તુટી પડયાં. કેટલાંક જમીનમાં દટાઇ ગયાં. ધરતીના પેટાળમાંથી રેતી બહાર નીકળી આવી અને મોટા ભાગના ઉભા પાકને દાટી દીધો. પંદરસો ફીટની ઉંડાઇએથી પૃથ્વીની સપાટી ઉપર ઉકળતું પાણી નીકળી આવ્યું. કેટલાંય માણસો, સ્ત્રીઓ અને બાળકો મકાનો નીચે દબાઈ ગયાં, અને મરણ પામ્યાં. હજારો કુટુંબો નિરાધાર થઇ ગયાં. આ બધો બનાવ આંખના પલકારામાં બની ગયો. લગભગ બે હજાર જેટલાં માણસો મરી ગયાં.'

'એ તો ભારે આફત કહેવાય!' ઈંદુ બોલી.

'એને પહોંચી વળવા મહાસભાએ તરત સંકટ નિવારણનું કામ ઉપાડી લીધું. લોકોએ એક કરોડ કરતાં વધારે રૂપિયાની મદદ આપી. હજારો સ્વયંસેવકોએ રાહતનું કામ ખંતથી કર્યું પંડિત જવાહરલાલ નેહરૂ પણ એ રાહતકામમાં જોડાયા. ગાંધીજીએ પણ એ ધરતીકંપને લીધે પોતાનો કાર્યક્રમ ફેરવ્યો સંકટ નિવારણ પાછળ એક મહિનો આપ્યો. બિહારથી પાછા ફર્યા પછી થોડા વખતમાં જ પંડિત જવાહરલાલ પકડાયા.'

'શાથી?' અશોકે પૂછ્યું.

'તેઓ કલકત્તા ગયા હતા તે વખતે મિદનાપુર જીલ્લામાં સરકારે ગુજારેલા જુલમ વિષે બે ભાષણો આપ્યાં હતાં, અને તેમાં એમણે કેટલીક ખુલ્લે ખુલ્લી વાતો કરી હતી. બંગાળની નોકરશાહીથી તે સહન થઇ ન હતી, એટલે એ ભાષણો માટે તેમના ઉપર કામ ચલાવી બે વર્ષની સખત કેદની સજા કરવામાં આવી. આ અરસામાં કેટલાક મહાસભાવાદીઓનો ધારાસભામાં જવાનો અને પોતાનો પક્ષ સ્થાપવાનો વિચાર થયો હતો. ડૉ. અનસારીના પ્રમુખપણા નીચે એ માટે પરિષદ મળી, અને તેમણે મતદાર મંડળોને કેળવવાનું તથા સ્વરાજ્ય પક્ષ સજીવન કરવાનું નક્કી કર્યું.'

'ગાંધીજીને એ ગમ્યું?' ઇંદુએ પૂછ્યું.

'એમણે એમ જણાવ્યું કે જે કોઇ મહાસભાવાદી એક કે બીજે કારણે સવિનય ભંગમાં ભાગ લઇ શકતો ન હોય, અને જેને ધારાસભા પ્રવેશમાં શ્રદ્ધા હોય તે ધારાસભામાં ભલે જાય અને પોતે જે કાર્યક્રમ મારફત દેશનું કલ્યાણ થશે એમ માનતો હોય તે અમલમાં મુકે.'

'એ હિસાબે એમણે ડૉ. અનસારીને ટેકો આપ્યો;

એમ જ ને ?' કમળાએ પૂછ્યું.

'હાસ્તો, એને પરિણામ સ્વરાજ પક્ષની સ્થાપના થઇ. દેશના વિકાસમાં તથા પૂર્ણ સ્વરાજ્યની પ્રાપ્તિના માર્ગમાં જે કાયદા આડે આવતા હોય તે રદ કરાવવા, બધા રાજદ્વારી કેદીઓને છોડાવવા, મજૂર, નાણાં, ખેતીવાડી, અને હુંડિયામણને લગતા સુધારા કરાવવા, તથા મહાસભાનો રચનાત્મક કાર્યક્રમ પાર પાડવા માટે બધી જાતના પ્રયત્નો કરવાનો એનો કાર્યક્રમ નક્કી કરવામાં આવ્યો.'

'મહાસભાએ એ માન્ય કર્યો ?' કમળાએ પૂછ્યું.

'મહાસમિતિએ એ પક્ષને મંજૂરી આપી અને ૨૫ મહાસભાવાદીઓનું એક મંડળ સ્થાપવા પંડિત માલવિયા તથા ડૉ. અનસારીને અધિકાર આપ્યો. એ મંડળનું નામ 'પાર્લામેંટરી બોર્ડ' રખાયું અને તેને મહાસમિતિને આધીન રહીને ધારાસભાઓ માટે ઉમેદવારો ઉભા કરવાનું, ચુંટણીમાં ભાગ લેવાનું, અને તેનો કાર્યક્રમ પાર પાડવાનું કામ સોંપાયું.'

'આ હિસાબે લડત બંધ પડી હશે.' અશોકે કહ્યું.

'૨૦મી મેએ ધારાસભા પ્રવેશનો નિર્ણય થયો અને સાથે સાથે સવિનય ભંગ મોકુફ રાખવાનો ઠરાવ પણ થયો. આ રીતે સત્યાગ્રહની લડત પાછી ખેંચાઇ.'

'સરકારે શું કર્યું ?' ઇંદુએ પૂછ્યું.

'મહાસભાની સંસ્થાઓ સામેના પ્રતિબંધો ખેંચી લીધા અને સત્યાગ્રહી કેદીઓને છોડી મુકયા. છતાં એની એ નીતિમાં અપવાદ ઘણા હતા.'

'રચનાત્મક કાર્યક્રમ શો હતો ?' અશોકે પૂછ્યું.

'ખાદીની ઉત્પત્તિ અને પ્રચાર, દારૂ તાડી વગેરેનો ત્યાગ, રાષ્ટ્રીય કેળવણી, ગ્રામઉદ્યોગોનો વિકાસ, ગામડાંઓની નવરચના,

અને કામદારોનું સંગઠન વગેરે. અત્યારે દેશ પાસે ધારાસભા પ્રવેશ તથા રચનાત્મક કાર્યક્રમ એ બે કામ હતાં. પોતાને જેમાં રસ પડે તે પ્રવૃત્તિમાં સૌએ સાથ આપ્યો.'

'લડત બંધ પડી એટલે બીજા કેદીઓ સાથે સરદાર વલ્લભભાઇ પટેલ અને પંડિત જવાહરલાલ નહેરૂ છૂટયા હશે.' કમળાએ કહ્યું.

'ના. એ બન્ને તેમજ ખાન અબ્દુલ ગફારખાનને છોડવામાં આવ્યા ન હતા. સરદાર વલ્લભભાઇ તથા ખાન અબ્દુલખાનને સરકારે રાજકેદી તરીકે કેદ કર્યા હતા. એમને કયારે છોડવા તે સરકારની મુનસફીની વાત હતી.'

'કયાં સુધીની સજા તે પણ નકકી નહિ?' ઇંદુએ પૂછ્યું.

'નહિસ્તો. સરદાર વલ્ભભાઇ નાકના દરદથી પીડાતા હતા. એ રોગે મોટુ રૂપ પકડયું. સરકારે નીમેલી ડોકટરોની સમિતિએ એવો અભિપ્રાય આપ્યો કે એ રોગના નિવારણ માટે તાત્કાલિક વાઢકાપની જરૂર છે, અને તે સારી રીતે જેલમાં થઇ ન શકે આ ઉપરથી સરકારે સરદાર વલ્લભભાઇને ૧૪મી જુલાઇએ છોડી મુકયા. ૧૭મી સપ્ટેંબરે ગાંધીજીએ એક લાંબુ નિવેદન પ્રગટ કર્યું.'

'શી બાબતનું?' અશોકે પૂછ્યું.

'મહાસભા સાથેનો પોતાનો સંબંધ છોડી દેવાના નિર્ણય ઉપર ગાંધીજી આવ્યા હતા, અને તેનાં કારણો એમાં આપ્યાં હતાં; તેમ જ મહાસભાના બંધારણમાં તેઓ જે મુખ્ય સુધારા કરવા માગતા હતા તે સૂચવ્યા હતા.'

'આ વર્ષની બેઠક કયાં ભરાઇ?' ઇંદુએ પુછ્યું.

'તા. ૨૬મી ઓકટોબરે મહાસભાની બેઠક મુંબઇમાં મળી ડૉ. રાજેન્દ્રપ્રસાદ એના પ્રમુખ હતા. પોતાના ભાષણમાં એમણે

સરકારે પ્રગટ કરેલા હિંદના બંધારણના શ્વેતપત્રની ઝાટકણી કાઢી હતી. એ ઉપરાંત મહાસભાના કાર્યક્રમ વિષે પોતાના કિંમતી વિચારો પણ એમણે જણાવ્યા હતા. જે અસંખ્ય સ્ત્રીપુરુષોએ લડતને અંગે ભારે દુઃખો સહન કર્યાં હતાં અને બલિદાનો આપ્યાં હતાં તે માટે મહાસભાએ તેમને અભિનંદન આપ્યાં. ગાંધીજી સિવાય આખા દેશ માટે સવિનયભંગની લડત મોકૂફ રાખવાની ઉપયોગીતા સ્વીકારી. અખિલ ભારત ચરખાસંઘ તથા અખિલ ભારત ગ્રામ ઉદ્યોગ સંઘને મહાસભાની બેઠકના વખતમાં પ્રદર્શનો અને દેખાવો કરવાની વ્યવસ્થા તથા જવાબદારી સોંપાઇ.'



ડૉ. બાબુ રાજેન્દ્રપ્રસાદ

'ગાંધીજી નિવૃત્ત થયા?' અશોકે પૂછ્યું.

'એટલે તો મહાસભાએ એમનામાં સંપૂર્ણ વિશ્વાસ દર્શાવતો ઠરાવ પસાર કર્યો. મહાસભાએ અત્યંત આભારપૂર્વક એમણે કરેલી સેવાની કદર કરી. જરૂર પડે ગાંધીજી મહાસભાને સલાહ તથા માર્ગદર્શન આપશે એવી ખાતરી એમણે આપી હતી તેથી મહાસભાને સંતોષ થયો હતો.'



## નવું બંધારણ

[૧૯૩૫–૩૬]

'મુંબાઇની બેઠક પુરી થઇ કે તરત જ દેશભરમાં ચુંટણીની

ધમાલ શરૂ થઇ. રચનાત્મક કામ પણ બીજી બાજુએ શરૂ થયું. પહેલી તકે જ મહાસભાને દક્ષિણમાં સફળતા મળી.'

'શી રીતે?' અશોકે પૂછ્યું.

'દક્ષિણ હિંદમાં વ્યાપારી જગ્યા માટે સર ષણ્મુખમ ચેટી ઉમેદવાર હતા. એમને હિંદી સરકાર તથા મદ્રાસ સરકારની મદદ હતી. એક વખતના એ વડી ધારાસભાના પ્રમુખ હતા. ચુંટણીમાં સરકારી અમલદારોએ એમને ખૂબ મદદ કરી હતી. એ છતાં યે મહાસભાએ એમની સામે ઊભા કરેલા વેંકટચેલમ ચેટીને ભારે સફળતા મળી, અને તેઓ ચુંટાયા. આ રીતે મહાસભાના વિજયની સફળ અને યશસ્વી શરૂઆત થઇ.'

'અને બીજે પણ સફળતા મળતી ગઇ. એમ જ ને?' ઇંદુએ કહ્યું.

'જરૂર. મહાસભાને મદ્રાસ, બિહાર, મધ્યપ્રાન્ત, મુંબાઇ વગેરે ઠેકાણે ભારે સફળતા મળી. એકંદરે ૪૪ સભ્યો મહાભસાએ વડી ધારાસભામાં મોકલાવ્યા અને ભુલાભાઇ દેસાઇની આગેવાની હેઠળ એમણે ધારાસભામાં પોતાનો પક્ષ—મહાસભા પક્ષ—સ્થાપ્યો.'

'ધારાસભામાં તેઓ કાંઇ કરી શકયા ખરા?' કમળાએ પૂછ્યું.

'ત્યાં પણ એમણે સરકારને અનેક પ્રશ્નો પર હાર આપી. શરતચંદ્ર બોઝની સાથેની સરકારની નીતિ સામે ઠીક ઝુંબેશ ઊઠાવી.'

'શરતચંદ્ર બોઝનું શું હતું?' અશોકે પૂછ્યું.

'કશી પણ તપાસ વગર સરકારે એમને નજરકેદ કર્યા હતા; છતાં તેઓ ધારાસભામાં બીનહરીફ ચુંટાયા હતા. એમ હોવા છતાં સરકારે એમને ધારાસભામાં હાજરી આપવાની સગ-

વડ કરી આપી ન હતી. ખુદાઇ ખિદમતગારો સાથેના સરકારના વર્તાવનો પણ મહાસભાપક્ષે વિરોધ કર્યો. હિંદ અને બ્રિટીશ વેપારી કરારો રદ કરાવવામાં એને ઠીક સફળતા મળી.'

'ગોળમેજીનું શું પરિણામ આવ્યું ?' ઇંદુએ પૂછ્યું.

'ત્રીજી ગોળમેજીનું કામ સાત જ દહાડામાં ખતમ થયું હતું. તે પછી શ્વેતપત્ર પ્રકટ થયો અને એ યોજનાનું સંયુકત સમિતિના અહેવાલમાં રૂપાંતર થયું હતું. તે પછી એ સને ૧૯૩૫ના હિંદધારા તરીકે એજ પાર્લામેંટમાં પસાર થયો.'

'એનાથી શો ફેરફાર થયો ?' કમળાએ પૂછ્યું.

'એની યોજના દરેક પ્રાન્તમાં પ્રજાની ચુંટાયલી બહુમતિના હાથમાં એનો કારભાર જાય અને એ પ્રાન્તિક સ્વરાજ્ય ભોગવે એવી હતી. મધ્યસ્થ સરકારનું સ્થાન સંયોજિત રાજતંત્ર લે.'

'એમાં કોણ આવે ?' કમળાએ પૂછ્યું.

'અગિયારે પ્રાંતો ઉપરાત દેશી રાજ્યો પણ એમાં જોડાય. શરૂઆત પ્રાંતિક સ્વરાજ્યથી થવાની હતી અને સંયોજિત તંત્રનો અમલ પછીથી કરવાનો હતો. એમાં તો બધાનો શંભુમેળો એકઠો કરવાની સરકારની ધારણા હતી.'

'એ ધારો કયારે પસાર થયો ?' ઇંદુએ પૂછ્યું.

'૨૨ મી જુલાઈ ૧૯૩૫. આ વર્ષે શહેનશાહ પંચમ જ્યોર્જનો રૌપ્ય મહોત્સવ ઉજવાતો હતો તે પ્રસંગે મહાસભાએ કેવું વલણ રાખવું તે કાર્યવાહક સમિતિએ નક્કી કર્યું.'

'શું ?' અશોકે પૂછ્યું.

'શહેનશાહના અંગત કલ્યાણ માટે તો મહાસભાને શુભેચ્છા જ હોઈ શકે; પરંતુ તેઓ જે રાજતંત્ર સાથે જોડાયેલા છે, તેના અમલથી હિંદની ઉન્નતિને ભારે હાની પહોંચી છે નવા બંધારણથી હિંદની પરાધીનતાની સાંકળો ઉલટી મજબૂત કરવામાં આવી છે,

આથી રૌપ્ય મહોત્સવમાં પ્રજા કશો ભાગ લે એવી સલાહ કાર્યવાહક સમિતિ આપી ન શકે. પ્રજાએ કશાએ વિરોધના દેખાવો કરવા નહિ એવી સૂચના કરવામાં આવી. આ વર્ષે મહાસભાને પચાસ વર્ષ પુરાં થતાં હતાં એટલે મહાસભાનો સુવર્ણ મહોત્સવ પણ ઉજવાયો.'

'ક્યારે ?' ઇંદુએ પૂછ્યું.

'૧૮૮૫ ની મહાસભાની પહેલી બેઠક જે દિવસે મળી હતી તે દિવસે અને તે જ્યાં મળી હતી તે જ જંગ્યાએ.'

'ગોકળદાસ તેજપાળ છાત્રાલયમાં જ ?' કમળાએ પૂછ્યું.

'ત્યાં જ. આ વર્ષે કવેટામાં ધરતીકંપ થયેલો અને તેમાં ભારે ખુવારી થયેલી. મહાસભાની મદદ કરવાની ઇચ્છા છતાં એના પર પ્રતિબંધ મુકાયો.'

'એ તો ઘણું ખોટુ કહેવાય !' ઇંદુ બોલી.

'ત્યાં લશ્કરની છાવણી હતી. એટલે એના ઉપર મહાસભાની સ્હેજ પણ લાગવગ થાય એ સરકારને ગમતું ન હતું.'

'આ વર્ષે મહાસભાની બેઠક ક્યાં ભરાઇ?' અશોકે પૂછ્યું.

'૧૯૩૫ માં બેઠક ભરાઇ ન હતી પણ એનો બદલો ૧૯૩૬ માં વળી ગયો.'

'શી રીતે ?' કમળાએ પૂછ્યું.

'૧૯૩૬ ના એપ્રિલ અને ડીસેંબરમાં મહાસભાની બેઠકો મળી. એક લખનૌમાં અને બીજી ફૈજપુરમાં. બન્નેના પ્રમુખ પંડિત જવાહરલાલ નેહરૂ હતા. મહાસભામાં ધીરે ધીરે સમાજવાદી પક્ષ પગભર થતો હતો. નવા બંધારણ પ્રમાણે થનારી પ્રાંતિક ધારાસભાની ચુંટણીમાં મહાસભા ભાગ લેશે એ નક્કી હતું. મહાસભા હોદ્દા સ્વીકારશે કે નહિ તે બાબતની ઠીક ઠીક ચર્ચા થતી.'

'એનું શું થયું ?' અશોકે પૂછ્યું.

'પ્રાંતિક ધારાસભાઓની ચુંટણીઓની થાય ત્યાં સુધી એનો નિર્ણય મુલતવી રખાયો. ૧૨ મી એપ્રિલે લખનૌની બેઠક મળી. પંડિત જવાહરલાલે પોતાના ભાષણમાં જગતનું રાજકારણ સમજાવ્યું અને જણાવ્યું કે દુનિયા અત્યારે બે છાવણીઓમાં વહેંચાઇ ગઇ છે. એક શાહીવાદી અને બીજી સમાજવાદી. આપણને દુનિયાના જુનામાં જુના વિશાળ શાહીવાદ સામે પ્રસંગ પડ્યો છે અને તેમાંથી આપણે સ્વતંત્ર થવા માગીએ છીએ. હિંદી સ્વાતંત્ર્ય કે રાષ્ટ્રવાદને બ્રિટીશ શાહીવાદ સાથે સંબંધ ન હોય. હિંદમાં બ્રિટીશ શાહીવાદનો સડો ઉઘાડો પડતો જાય છે. જે સરકારને દમનના ધારા ઉપર આધાર રાખવો પડે છે, સાહિત્યને અને વર્તમાનપત્રોને દબાવી દેવાં પડે છે, જેને સેંકડો સંથાઓ ઉપર અંકુશ મુકવો પડે છે તથા કામ ચલાવ્યા સિવાય હજારો લોકોને જેલમાં પુરવા પડે છે તેને એક ક્ષણ માટે પણ જીવવાનો અધિકાર નથી. એમણે હિંદી બંધારણની ઠીક ઠીક ઝાટકણી કાઢી અને કોમી ચુકાદાને પણ વખોડી કાઢ્યો.'

'એ બેઠકમાં કેવા ઠરાવો થયા?' ઇંદુએ પૂછ્યું.

'મહાસાની બેઠકમાં હાજર રહેવા માટે હિંદુસ્તાન પાછા ફરતાં સુભાષચંદ્ર બોઝની ધરપકડ કરવામાં આવી તેના વિરોધનો, સરકારે છેલ્લી લડતમાં ચલાવેલા દમનને વખોડી કાઢતો, એબિસીનિયા ઉપર ઇટાલીએ ચઢાઇ કરી હોવાથી તેના તરફ સહાનુભુતિનો, રાજસ્થાની પ્રજાને આત્મનિર્ણયનો હક્ક મળવા બાબતનો, તથા હિંદી કાયદાની ઉણપો બાબતના ઠરાવ હતા. હોદ્દા સ્વીકારનો સવાલ મહાસમિતિ પર છોડવામાં આવ્યો અને ચૂંટણીનાં પરિણામો જાહેર થાય ત્યાં સુધી મહાસમિતિએ તે મુલતવી રાખ્યો.'

'મહાસભાએ ચૂંટણીઓ માટે શું કર્યું?' કમળાએ પૂછ્યું.

'૨૩ મી ઑગસ્ટે એક જાહેરનામું પ્રકટ કર્યું. મહાસભાએ તેમાં જણાવ્યું કે નવા કાયદાથી જે બંધારણ આપણા દેશ ઉપર ઠોકી બેસાડવામાં આવ્યું છે તે આખું જ મહાસભાને નામંજુર છે. હિંદુસ્તાનના બંધારણનું મંડાણ હિંદના રાષ્ટ્રીય સ્વાતંત્ર્ય ઉપર જ હોવું જોઇએ અને એવું બંધારણ લોકપ્રતિનિધિ સભા મારફત ઘડી શકાય. એ ઉપરાંત તેમાં મહાસભાએ પોતાનો કાર્યક્રમ વિગતવાર રજુ કર્યો અને પ્રાંતિક ચૂંટણીમાં મહાસભાને મદદ કરવાની દેશને વિનંતિ કરી.'



## પ્રાંતિક સ્વરાજ્ય

[૧૯૩૬–૩૭]

'મહાસભાની બેઠકનું ત્રણ ત્રણ વખત પ્રમુખસ્થાન મેળવનાર સૌથી પહેલા દાદાભાઇ નવરોજી હતા. એવું જ માન તે પછીથી પંડિત જવાહરલાલને મળ્યું છે. એ બે જણ સિવાય મહાલભાની ત્રણ બેઠકોના પ્રમુખ થવાનું માન હજી સુધી કોઇને મળ્યું નથી.'

'ફૈજપુર કયાં આવ્યું?' ઇન્દુએ પુછ્યું.

'એ ખાનદેશ જીલ્લામાં નાનું સરખું ગામ છે. ગાંધીજીની ઇચ્છાથી મહાસભાની બેઠક ત્યાં ભરવાનું નકકી થયું હતું. આમ જનતાને મહાસભાનો સંદેશ વધારેમાં વધારે પ્રમાણમાં પહોંચાડવાનો એની પાછળ ઉદ્દેશ હતો. આ વખતે મહાસભામાં ત્રણ સમુદાયો હતા. એક સમુદાય ધારાસભાના કાર્યક્રમની તરફેણમાં, બીજો રચનાત્મક કાર્યક્રમ તથા ગ્રામ સંગઠનની તરફદારી કરતો અને ત્રીજો કામદારો તથા કિસાનો–ખેડૂતોને તૈયાર કરવા માગતો હતો; અને એ બધાયે મહાસભામાં રહીને

કામ કરતા હતા.'


પંડિત જવાહરલાલ નેહરૂ

'પંડિત જવાહરલાલે પોતાના ભાષણમાં શું કહ્યું?' અશોકે સવાલ કર્યો.

'છેલ્લા આઠ મહિનામાં આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિમાં થયેલા ફેરફારો જણાવ્યા અને સ્પેનમાં ચાલતી લડાઇ તરફ ધ્યાન ખેંચ્યું. એમણે એ પણ જણાવ્યું કે નવા કાયદા સામે લડવાના પ્રયત્ન સાથે પુખ્ત વયના મતાધિકાર નીચે ચુંટાયેલી લોકપ્રતિનિધિ સભા માટેની આપણી માગણી સારૂ આપણે દબાણ લાવવાનું છે. સ્વતંત્ર હિંદનું બંધારણ ઘડી કાઢવાની સત્તા લોકપ્રતિનિધિ સભાને હોવી જોઇએ.'

'નવું બંધારણ પણ આખરે બ્રિટને ઘડ્યું છે!' કમળા બોલી.

'અને તેમાં પોતાનો કાબુ ઉલટો મજબુત થાય એવી છટકબારીઓ રાખી છે. એ બંધારણમાંના પ્રાંતિક સ્વરાજ્યને મહાસભાએ કબુલ કર્યું પણ ફેડરેશન અથવા સમુહતંત્ર માટે તો એનો ભારે વિરોધ હતો. પંડિતજીએ પોતાના ભાષણમાં પણ એનો ઉલ્લેખ કર્યો, અને જણાવ્યું છે કે આપણા ઉપર એ ઠોકી બેસાડવામાં આવે છે અને એ ગુલામી નીચેનું તંત્ર છે. દેશી રાજ્યોની જનતાને પણ નાગરિક સ્વતંત્રતા મળવી જોઇએ એમ પણ એમણે જણાવ્યું.'

'મુખ્ય ઠરાવો કયા હતા?' ઇંદુએ પૂછ્યું.

'સ્પેન તરફ સહાનુભૂતિનો, વાયવ્ય સરહદ ઉપર સરકારે ચલાવેલી નીતિરીતિને વખોડી કાઢતો, વગર તપાસે કે વગર આરોપે અચોકકસ મુદત સુધી કેદ કરેલા કેદીઓ તથા નજરકેદીઓ બાબતનો, નવા બંધારણને લગતો, લોકપ્રતિનિધિસભાની માગણી કરતો અને ચૂંટણીમાં મહાસભાને મત આપવાની વિનંતિ કરતો એ મુખ્ય ઠરાવો હતા. એ ઉપરાંત નવું બંધારણ જે દિવસે અમલમાં આવે તે દિવસે વિરોધ તરીકે હડતાળ પાડવાનો ઠરાવ પણ કરવામાં આવ્યો.'

'નવું બંધારણ કયારે અમલમાં આવતું હતું?' અશોકે પૂછ્યું.

'પહેલી એપ્રીલ ૧૯૩૭ ને દિવસે, અને તે દહાડે મહાસભાના આદેશ મુજબ દેશભરમાં હડતાળ પડી હતી.'

'નવી ચૂંટણીઓ કયારે થઇ?' ઇંદુએ પૂછ્યું.

'ફેબ્રુઆરી ૧૯૩૭ માં; અને તેમાં મહાસભાને દેશભરમાં મોટી બહુમતિ મળી. મદ્રાસમાં એકંદરે ૨૧૫ બેઠકોમાંથી મહાસભાએ ૧૫૯ બેઠકો કબજે કરી. મુંબઇમાં ૧૭૫ માંથી ૮૬, મધ્યપ્રાંતમાં ૧૧૨ માંથી ૭૦, બિહારમાં ૧૫૨ માંથી ૯૮, યુકત પ્રાંતોમાં ૨૨૮ માંથી ૧૩૪, ઓરિસ્સામાં ૬૦ માંથી ૩૬ બેઠકો મહાસભાએ મેળવી. પંજાબ, બંગાળ, સિંધ અને આસામ એ ચાર પ્રાંતોમાં મહાસભાને એટલા પ્રમાણમાં બેઠકો ન મળી. વડી ધારાસભાની એકંદર બેઠકોમાંથી ૬૪ બેઠકો મહાસભાએ કબજે કરી.'

'હોદ્દા સ્વીકારનું શું થયું?' કમળાએ પૂછ્યું.

'૧૭ મી માર્ચે મહાસભાએ હોદ્દાસ્વીકારનો નિર્ણય કર્યો, અને મહાસમિતિએ ઠરાવ્યું કે મહાસભા પક્ષના આગેવાનને

સંતોષ થાય અને ગવર્નર પોતાની ખાસ સત્તાનો ઉપયોગ નહિ કરે અને પ્રધાનોની બંધારણીય પ્રવૃત્તિમાં એમની સલાહને નહિ અવગણે એવી જાતની તે જાહેરાત કરે તો પ્રધાનપદ સ્વીકારવાં. એ પછી તરત જ મહાસભા તરફે ચૂંટાયલા ધારાસભાના સભ્યોનું એક સંમેલન મળ્યું.'

'એમાં શું થયું ?' અશોકે પૂછ્યું.

'પંડિત જવાહરલાલ એના પ્રમુખ હતા. એમાં મહાસભાની નીતિ મુજબ કાર્યક્રમ આગળ ધપાવવાનું નક્કી થયું. દરેક પાસે પ્રતિજ્ઞા લેવરાવવામાં આવી.'

'કેવી?' ઇંદુએ પૂછ્યું.

'મહાસભાએ જે આદર્શો અને ધ્યેય નક્કી કર્યાં છે તે આદર્શો અને ધ્યેયની પ્રાપ્તિ માટે મહાસભાની શીસ્તનું પાલન કરવાની.'

'મહાસભાએ ઠરાવ્યા મુજબ ગવર્નરોએ જાહેરાત કરી ખરી ?' કમળાએ પૂછ્યું.

'બંધારણ મુજબ ગવર્નરોએ ધારાસભામાં જે પક્ષની બહુમતિ હોય તેના આગેવાનોને બોલાવ્યા અને પ્રધાનમંડળો રચવાનું કહ્યું. મહાસભા પક્ષના આગેવાનોએ ઠરાવ મુજબ બાંહેધરી માગી અને જાહેરાત કરવા જણાવ્યું; પણ ગવર્નરોએ એવી બાંહેધરી આપી નહિ કે જાહેરાત કરી નહિ.'

'એટલે એમણે પ્રધાનમંડળો રચ્યાં નહિ હોય !' ઇંદુ બોલી.

'એમ જ. આ સંજોગોમાં સરકારે પરપોટા પ્રધાન-મંડળો ઊભાં કર્યાં; પણ એની પાછળ ધારાસભાનો ટેકો ન હતો એટલે ૭ મહિના કરતાં વધારે વખત એવાં પ્રધાનમંડળો કામ કરી શકે એમ ન હતું.'

'તેથી નાછૂટકે પછીથી બાંહેધરી આપી હશે !' કમળાએ કહ્યું.

'એમ જ. મહાસભાએ જાહેરાતની વાત જવા દીધી અને આગેવાનોને ગવર્નરો ખાતરી આપે તેટલાથી સંતોષ માન્યો. આ રીતે મહાસભાએ પોતાનાં પ્રધાનમંડળો રચ્યાં, અને મદ્રાસ મુંબઇ, મધ્ય પ્રાંત, ઓરિસ્સા, બિહાર, યુકતપ્રાંત અને આસામમાં પ્રાંતિક કારોબાર હાથમાં લીધો.'

'અને મહાસભાનો કાર્યક્રમ આગળ ધપાવવા માંડયો. ખરું ને?' અશોકે પૂછ્યું.



મૌલાના અબુલ કલામ આઝાદ

'એમ જ. મહાસભાના આદેશ મુજબ મહાસભાના પ્રધાનોએ પોતાનો પગાર રૂ. ૫૦૦ નક્કી કર્યો.'

'બીજા પક્ષોના પ્રધાનો કેટલો પગાર લેતા હતા?' ઈંદુએ પૂછ્યું.

'ત્રણથી ચાર હજાર જેટલો. છેલ્લા આઠ મહિનામાં મહાસભાનાં પ્રધાનમંડળોએ પોતાની સત્તાની મર્યાદામાં રહીને આમ જનતાના લાભનાં અનેક કામો કર્યાં છે અને તેમના કામની ચારે તરફથી પ્રશંસા થાય છે. એ પ્રધાનમંડળોનો કાર્યક્રમ નક્કી કરવાનું તથા તે પર દેખરેખ રાખવાનું કામ ત્રણ સભ્યોની પાર્લામેન્ટરી સમિતિ હસ્તક છે.'

'એ ત્રણ સભ્યો કયા કયા છે?' કમળાએ પૂછ્યું.

'સરદાર વલ્લભભાઇ પટેલ, ડૉ. રાજેન્દ્રપ્રસાદ અને મૌલાના અબુલ કલામ આઝાદ. મહાસભાના ખૂબ આગળ પડતા નેતાઓ પ્રધાનમંડળોમાં જોડાયા નથી. તેઓ એનો બેઉ પ્રકારનો જે કાર્યક્રમ આગળ ધપે છે તેના ઉપર દેખરેખ રાખે છે, તથા દોરવણી કરે છે.



# વિઠ્ઠલનગર

**[૧૯૩૮]**

'ચાલો, મઢી આવી ગયું.' કમળાએ કહ્યું.

મહાસભાની બેઠકને અંગે દેશભરમાંથી ખાસ ગાડીઓ દોડાવવામાં આવતી હતી. અમે પણ એવી એક ખાસ ગાડીમાં મુંબઇથી હરિપુરા જવા નીકળ્યા હતા. સામાન્ય રીતે મુંબઇથી મઢી જતાં સુરત ગાડી બદલવી પડે છે; પણ ખાસ ગાડીઓને સીધી મઢી લઇ જવાની રેલ્વે કંપનીએ ગોઠવણ કરી હતી.

મઢીથી હરિપુરા સાત માઇલ દૂર હતું અને ત્યાં જવાને ડામરની સડક કરી હતી.

સવારના પહોરમાં અમે મઢી ઊતર્યાં. બહાર મોટરો તૈયાર હતી. સ્ટેશન ઉપરથી જ મહાસભાના સ્વયંસેવકોનો બંદોબસ્ત જણાઇ આવતો હતો. સ્ટેશન ઉપર જ અમારા એક સ્નેહીને ત્યાં ચહા પીને અમે મોટરમાં બેઠા. ચારે તરફનો દેખાવ રળિઆમણો હતો અને એક પછી એક મોટરો પૂરપાટ દોડે જતી હતી.

અડધા પોણા કલાકમાં વિઠ્ઠલનગર આવી ગયું. શિવાભાઇ રસોઇ સમિતિમાં હતા એટલે પૂછતા પૂછતા અમે ત્યાં ગયા એમણે અમારી ઉતરવાની વ્યવસ્થા કરી આપી.

ઝટઝટ નાહીને અમે વિઠ્ઠલનગર જોવા ઉપડ્યા.

એક તરફ તાપી નદી અને બીજી બાજુએ ઘોડાખાડી, એ બેની વચ્ચે પાઘડીપને વિઠ્ઠલનગરની રચના કરવામાં આવી હતી. એની એકંદર લંબાઇ ત્રણ માઇલ જેટલી તથા પહોળાઇ અર્ધા માઇલની હતી અને વચ્ચે થઇને ડામરનો રસ્તો જતો હતો.

શરૂઆતમાંજ પ્રેક્ષક નિવાસ, અને વાહનભૂમિ તથા ગ્રામ રસોડું આવતાં હતાં. બાજુમાં ગ્રામ જનતાના ઉતારાની ગોઠવણ

હતી. પ્રેક્ષક નિવાસની બાજુમાં પ્રતિનિધિ નિવાસ અને તે પછી મહાસભાના વિશાળ ભોજનાલયની વ્યવસ્થા હતી. એની બાજુમાં કુટુંબનિવાસ આવતા હતા અને તે પછી સ્વયંસેવિકાઓની છાવણી હતી. કુટુંબ નિવાસની પાછળ નેતા નિવાસ, તેની બાજુમાં બગીચો અને તેની પશ્ચિમે છેક દૂર ગાંધીજીની કુટિર હતી.

સ્વયંસેવિકાઓની છાવણી આગળ જતાં મસલત સમિતિનો વિશાળ મંડપ હતો અને એની બાજુમાં દફતર ખાતું હતું.

દફતર ખાતામાં તાર, ટપાલ, ટેલીફોન, રેલ્વે, બેંક વગેરેની કચેરીઓ હતી. એ ઉપરાંત મહાસભાને અંગે ઊભું કરાએલું છાપખાનું પણ હતું.

ત્યાંથી આગળ જતાં પ્રદર્શન આવતું હતું, અને પ્રદર્શનની બાજુમાં ઝંડા ચોક હતો.

ઝંડા ચોકમાં વિઠ્ઠલભાઇ પટેલની ભવ્ય પ્રતિમા હતી અને આજુબાજુ નાની મોટી અનેક દુકાનો હતી. એંસી ફીટની કાઠી ઉપર રાષ્ટ્રધ્વજ ફરકી રહ્યો હતો.

ઝંડા ચોકની બાજુમાં જ મહાસભાની બેઠકનો વિશાળ મંડપ હતો. એકી સાથે ત્રણ લાખ માણસો બેસી શકે એવી એમાં ગોઠવણ હતી. એ ઉપરની બાજુથી તદન ખુલ્લો હતો. એની એક બાજુએ રાષ્ટ્રપતિ અને નેતાઓ માટે મંચ ઉભો કરવામાં આવ્યો હતો.

મંડપની પશ્ચિમે ગૌશાળા હતી અને તેમાં સેંકડો ગાયો રાખવામાં આવી હતી. તેની બાજુએ ગોચર હતું.

ઝંડા ચોકની દક્ષિણે વાહનભૂમિ અને તેની બાજુમાં બજારની ગોઠવણ હતી. તેની પૂર્વે કાર્યકર્તા નિવાસ તથા વસ્તુ-ભંડાર અને સ્વયંસેવકોની છાવણી હતી.

૪

એની પૂર્વે તાડગોળ ઉદ્યોગ મંદિર અને બાજુમાં જ હોસ્પિટલની ગોઠવણ હતી. એની બાજુએ સફાઇ ખાતાના કાર્યકર્તાઓનો નિવાસ હતો. તે પછી કુટુંબ નિવાસ તથા રસોડાના કાર્યકર્તાઓને રહેવાની વ્યવસ્થા હતી. આ રીતે નાનામોટાં અનેક નિવાસસ્થાનો, મંડપો અને વિભાગોમાં વિઠ્ઠલનગર વહેંચાયું હતું. ૫૧ મી રાષ્ટ્રીય મહાસભાની આ બેઠક હતી અને તે સૂચવતા વિઠ્ઠલનગરને ૫૧ દરવાજા હતા. એ દરેકને જુદાજુદા નેતાઓનાં નામો આપવામાં આવ્યાં હતાં.

દરેક દરવાજાને બંગાળ તથા ગુજરાતના ચિત્રકારોએ પોતાનાં કલાપૂર્ણ ચિત્રોથી શણગાર્યા હતા.

આખા નગરમાં વીજળીની રોશનીની વ્યવસ્થા હતી તથા તેના જુદાજુદા વિભાગો ટેલીફોનથી જોડાએલા હતા. પાણીને માટે કામચલાઉ વૉટર વર્કસ ઊભું કરવામાં આવ્યું હતું અને ઠેકઠેકાણે પાણીના નળ હતા. આખા નગરની સફાઇની વ્યવસ્થા બહુ જ સુંદર હતી.

મહાસભાના વિશાળ મંડપને છ સુંદર દરવાજા હતા. ઠેકઠેકાણે ધ્વનીવર્ધક યંત્રો ગોઠવ્યાં હતાં અને મંડપની એક બાજુના મંચ ઉપર થતાં નેતાઓતાં ભાષણો એક છેડેથી બીજા છેડા સુધી દરેક જણને તદન સ્પષ્ટ અને સારી રીતે સંભળાય એવી વ્યવસ્થા કરવામાં આવી હતી.

મહાસભાનું રસોડું અને તેની બે બાજુએ આવેલાં ભોજનસ્થાન ધ્યાન ખેંચે એવાં હતાં. હજારો માણસોને જમાડવાની ત્યાં સગવડ હતી. રોજના સાતસો મણ ચોખાનો ભાત રંધાતો હતો. એ ઉપરથી રસોડું કેટલું વિશાળ હશે તેનો ખ્યાલ આવી શકશે. આટલી મોટી માનવમેદની છતાં જે સ્વચ્છતા, શાન્તિ, વ્યવસ્થા અને ચપળતા ત્યાં રહેતી હતી તે જોઇ સૌ કોઇ

આશ્ચર્યથી મુગ્ધ થતું હતું.

પ્રદર્શનની યોજના અખિલભારત ચરખાસંઘ તથા અખિલ ભારત ગ્રામ્યઉદ્યોગ સંઘને હસ્તક હતી. પ્રદર્શન લોક શિક્ષણનું સાધન હોવું જોઇએ અને તેમાં કરોડો ગરીબોના કલ્યાણની પ્રવૃત્તિને સ્થાન મળવું જોઇએ એ દ્રષ્ટિએ બંને સંઘોએ પ્રદર્શનની વ્યવસ્થા કરી હતી.

ગૃહઉદ્યોગમાં ખાદીનું સ્થાન સૌથી વધારે અગત્યનું છે એટલે પ્રદર્શનની મધ્યમાં જ ખાદી ભવનની વ્યવસ્થા કરી હતી. એની ત્રણ બાજુએ ખાદી બજાર અને ચોથી બાજુએ ખાદી ક્રિયા વિભાગની ગોઠવણ હતી.

વિવિધ પ્રકારના રેંટિયા ઉપર સુતર કંતાતું બતાવવામાં આવતું હતું. પીંજણ તથા વણાટ વિભાગો પણ કામ કરતા બતાવાતા હતા.

કડોદના કામળા, વાંસદાના ગાલીચા અને પાટણનાં પટોળાં તૈયાર થતાં બતાવવામાં આવતાં હતાં. આંધ્રની પીંજણ તથા બહુ જ બારીક સુતર કાંતવાની કારીગીરી પણ બતાવાતી હતી.

ખાદીભવનમાં જુદા જુદા જુદા પ્રાંતોમાં ઉત્પન્ન થતી વિવિધ પ્રકારની ખાદીના નમુનાઓ મુકવામાં આવ્યા હતા. વીંટીમાંથી પસાર થઇ જાય એવો એક ખાદીની મલમલનો તાકો તથા કાશ્મીરી શાલ સહેજે ધ્યાન ખેંચે એવાં હતાં.

સુરતનાં જરી કામની વિવિધ ક્રિયાઓ બતાવવામાં આવતી હતી. સોના રૂપાના બારીક તાર રેશમ સાથે મેળવી તેનો સુંદર કિનખાબ વણાતો દેખાડાતો હતો.

ખેતી સુધારણા વિભાગમાં જાતજાતનાં ખાતરોના, અનાજના તથા ફળફળાદિના નમુના ગોઠવ્યા હતા.

મરેલાં ઢોરના ખરબચડા ચામડાને કમાવીને સુંવાળું કરી

તેની વિવિધ વસ્તુઓ બનાવાતી ચર્માલયમાં બતાવવામાં આવતી હતી.

ઊસ, તેલ, દીવેલ, પાણી અને કળીચુના જેવી સાદી વસ્તુઓમાંથી સુંદર સાબુ બનાવાતો બતાવવામાં આવતો હતો, તેમજ પરાળ, ખજુરીનાં પાંદડાં, વાંસ અને ચીંથરાં જેવી નજીવી ચીજોમાંથી હાથ બનાવટના ઉમદા કાગળો બનાવાતા દેખાડવામાં આવતા હતા.

તાડ તથા ખજુરાના રસમાંથી સુંદર ગોળ અને ગોળમાંથી ઘર ગથ્થુ ખાંડની બનાવટ બતાવવામાં આવતી હતી.

મધમાખ ઉછેર પ્રત્યક્ષ સમજાવાતો હતો.

અનાજ દળવાની, ડાંગર ભરડવાની, ચોખા છડવાની તથા તેલની ઘાણીની વિવિધ પ્રકારની ક્રિયાઓ બતાવતી હતી.

હાથ કારીગીરીની જુદીજદી વસ્તુઓની એકસોવીસ દુકાનો પ્રદર્શનમાં હતી.

કલા શિલ્પ વિભાગમાં કલાના અનેક પ્રકારના નમુનાઓ ગોઠવ્યા હતા. નંદ બાબુનું કલામંદિર અને રંગોળી વિભાગ જોવા જેવાં હતાં.

અમદાવાદના જ્યોતિ સંઘ તરફથી સ્ત્રીઓનો વિભાગ ગોઠવાયો હતો.

બાળકો માટે એક ખાસ વિભાગ હતો અને તેમાં એમને મજા પડે એવાં ચિત્રો તથા ગુજરાતના બાલસાહિત્યનાં પુસ્તકો ગોઠવવામાં આવ્યાં હતાં.

પુસ્તકાલય પ્રવૃતિ, હિંદી પ્રચાર, મજૂર સંગઠન, મીણનાં પુતળાં, હાથીદાંતનું અજબ સિંહાસન, ભુલભુલામણી વગેરેને પણ પ્રદર્શનમાં સ્થાન હતું.

આખા યે નગરનું, એના વિવિધ વિભાગોનું તથા

પ્રદર્શનનું વિગતવાર વર્ણન કરવા જઇએ તો એક મોટું પુસ્તક ભરાય !



## જાદુઇ નગરી

'આવી કેટલી મોટરબસો હશે ?' અમે બસમાં બેઠાં એટલે ઇંદુએ પૂછ્યું.



સુભાષચંદ્ર બોઝ

વિઠ્ઠલનગર અમે ફરી ફરીને જોયું. એના વિવિધ વિભાગો, જંગલમાં પણ કરેલી સગવડો, તાપી નદી ઉપર બાંધેલો કામચલાઉ પૂલ વગેરે ધ્યાન દઇને જોયાં. મહાસભાની બેઠકમાં હાજરી આપી, સ્વાગત પ્રમુખ દરબાર ગોપાળદાસ દેસાઇ અને રાષ્ટ્રપતિ સુભાષ બોઝનાં ભાષણો સાંભળ્યાં, ઠરાવો પસાર થતા જોયા, બેઠક પૂરી થઇ અને અમે મુંબઇ આવવા નીકળ્યાં.

જતી વખતે અમે મહાસભાની શરુઆત, એનો વિકાસ અને અત્યાર સુધીના એના ઇતિહાસની ચર્ચા કરી હતી. પાછા ફરતી વખતે વિઠ્ઠલનગર અને એની બેઠકની ચર્ચા કરવા માંડી.

'પાંચસો મોટર બસોની સગવડ સ્વાગત સમિતિએ રાખી છે. વાહન વહેવાર ઝડપી બને તથા ધૂળનો ત્રાસ ઓછો થાય એ સારૂ તો આ સડકો પણ ડામરની બનાવી છે.'

'અને ગૌશાળામાં ગાયો કેટલી હશે ?' કમળાએ પૂછ્યું.

'એકંદરે ૫૦૬. સરદાર વલ્લભભાઇના શબ્દોમાં કહીએ

તો એ પ્રતિનિધિઓ જરાએ ભારરૂપ નથી. ઉલટું મીઠું દૂધ આપે છે!'

'અહીંની પાણીની ગોઠવણ તો અજબ છે! આટલું જોસભેર પાણી મુંબઇમાં પણ નથી આવતું!' અશોકે કહ્યું.

'એમ જ છે. એની વ્યવસ્થા તો અજબ જેવી કરી છે. તાપી નદીમાં બે વિશાળ કૂવા ખોદી આઠ પંપ ગોઠવ્યા છે.'

'એકી સાથે કેટલાં માણસો એક પંગતમાં બેસીને જમી શકતાં હશે?' ઇંદુએ પૂછ્યું.

'મુખ્ય રસોડામાં એકી પંગતે ૯૦૦૦ માણસો ને ખેડૂતોના રસોડામાં એકી પગંતે ૮૦૦૦ માણસોને જમાડવાની સગવડ છે. આટલા મોટા ધસારાને પહોંચી વળવાને એવી સગવડ જરૂરની છે. રસોડામાં વપરાતો લોટ હાથે દળેલો છે, તેલ ઘાણીનું છે અને ઘી તથા દૂધ અહીંની ગૌશાળાનાં છે.

'કેટલા સ્વયંસેવકો અને સેવિકાઓ હશે?' કમળાએ પૂછ્યું.

'એકંદર દસહજાર. એના જુદા જુદા વિભાગો છે અને દરેકને હસ્તક જુદું જુદું કામ છે. વાળવા ઝાડવાનું, ગટર તથા પાયખાનાની સાફસુફીનું તેમજ ચોકીનું કામ પણ એમને કરવાનું હોય છે.'

'પાયખાનાં કેટલાં હશે?' અશોકે પૂછ્યુ.

એનો સવાલ સાંભળીને બધા હસી પડયા.

'૨૨૪૮ પાયખાનાં ને ૧૭૪૨ મુતરડીઓની સગવડ રખાઇ છે.'

'વિજળી કયાંથી આણી હશે?' ઇંદુએ પૂછ્યું.

'ઠેઠ સુરતથી, એને માટે ત્રીસ માઇલ જેટલી ખાસ લાઇન નાખીને.'

'દુકાનો કેટલી હશે?' કમળાએ પૂછ્યું.

'એકંદર ૩૨૫ અને તે પણ હરેક પ્રકારની. સરોજીની

નાયડુ તો હરિપુરાને જાદુઇ નગરી કહે છે!'

'આ બેઠક પાછળ કેટલો ખર્ચ થયો હશે?'

'આશરે ૭ સાડા ૭ લાખ રૂપિયા જેટલો ખર્ચ થયો હશે.'*

'દરબાર ગોપાળદાસનું ભાષણ ટૂંકું હતું!'

'એમણે તો કહી દીધું કે હું સૈનિક છું ને સરદારનો હુકમ ઉઠાવું છું. સરદારે કહ્યું છે કે અમારે કામ કરવું ને ભાષણો કરવાનું એમને માટે રાખવું. એમણે ગુજરાત તરફથી સૌનું સ્વાગત કર્યું.'

'સુભાષબાબુએ જગતના રાજકારણના પ્રવાહો અને તેની અસર ઠીક સમજાવી.' કમળા બોલી.

'એમણે યુરોપમાં ઘણાં વર્ષ ગાળ્યાં છે અને રાજકારણનો ઠીક અભ્યાસ કર્યો છે. ભાગલા પાડીને રાજ કરવાની બ્રિટનની નીતિને પણ એમણે સારી રીતે વખોડી કાઢી. સમૂહતંત્રની પોકળતા ખુલ્લી પાડી અને રાજકીય કેદીઓનો સવાલ પણ સરસ રીતે રજુ કર્યો.'

'એને અંગે તો બિહાર ને સંયુકત પ્રાંતોમાં આંટી ઉભી થઇ હતી!' ઇંદુએ કહ્યું.

'ગાંધીજીની કુનેહથી એ આંટીનો ઉકેલ થઇ ગયો છે. એને અંગેનો ઠરાવ પણ એમણે ભારે દક્ષતાથી ઘડયો હતો.'

'દેશી રાજ્યોની પ્રજા બાબતનો ઠરાવ પણ મજાનો હતો.' કમળાએ કહ્યું.

'હિંદ એક અને અવિભાજ્ય છે, એના ભાગલા શી રીતે

*એકંદર ખર્ચ રૂા. ૬,૨૯,૮૬૧–૧૩–૯. તેમાંથી સરસામાનના વેચાણના રૂા. ૬૯,૧૪૪–૮–૦ જતાં રૂ. ૫,૬૦,૭૧૪–૪–૧૧. એકંદર આવક રૂા. ૫,૮૨,૮૧૭–૧૩–૮.

બાંધકામનો ખર્ચ રૂા. ૨,૨૪,૩૮૮–૧૧–૧ ટીકીટોનું વેચાણ રૂા. ૨,૮૩,૭૧૪–૮. પ્રદર્શનની આવક રૂા. ૪૨,૪૪૬–૧૩–૬.

આ આંકડાઓ મહાસભાની હરિપુરાની બેઠકના સત્તાવાર હેવાલમાંથી લીધા છે.

પડાય ! બ્રિટીશ હિંદ આગળ વધે એટલો જ આગળ વધવાનો રાજસ્થાની પ્રજાનો પણ હક્ક છે અને તેની એ ઠરાવમાં ઠીક ચોખવટ કરી છે.'

'ઝાંઝીબારનાં લવિંગનો બહિષ્કાર કરવાનું કેમ ઠરાવ્યું હશે ?' અશોકે પૂછ્યું.

'ત્યાંના યુરોપિયનોએ ઝાંઝીબારના હિંદીઓને કરેલા અન્યાય માટે. એ બહિષ્કાર ઠીક સફળ થયો છે અને વધુ વખત ચાલુ રહેશે તો સત્તાવાળાઓને નમતું આપ્યા સિવાય છૂટકો નહિ થાય'.

'સ્પેનની માફક ચીન તરફનો સહાનુભૂતિનો ઠરાવ પણ વ્યાજબી હતો.' ઇંદુએ કહ્યું,

'જરૂર. એના ઉપર ચઢાઇ કરવામાં જપાનનું વલણ તિરસ્કારને પાત્ર છે. આપણા પાડોશી પ્રત્યે આપત્કાળમાં એટલી સહાનુભૂતિ બતાવવી જોઇએ.'

'સમુહતંત્રને પ્રમુખે પોતાના ભાષણમાં પણ વખોડી કાઢ્યું હતું અને એને લગતો ઠરાવ પણ થયો.' કમળા બોલી.

'હિંદુસ્તાનનું રાજબંધારણ ઘડવાની સ્વતંત્રતા હિંદને જ હોવી જોઈએ, લોકપ્રતિનિધિ સભા જ એ નક્કી કરી શકે એવી મહાસભાની દૃઢ માન્યતા છે. એ હિસાબે તો બ્રિટને હિંદ ઉપર લાદવા ધારેલા સમૂહતંત્રનો એ સામનો કરવા માગે છે. જરૂર પડે તો એ બાબત લડી લેવાની પણ મહાસભાની તૈયારી છે.'

# [ સમાપ્ત ]

# બાલવિનોદનું બાલસાહિત્ય



## અક્ષર માળા

સંપાદક : નાગરદાસ પટેલ ☆ ચિત્રકાર : જગમોહન મીસ્ત્રી

ઉંચી જાતના કાગળો ઉપર, પાંચ રંગમાં લીથો ઓફસેટ પદ્ધતિથી છાપેલી આ ચોપડીથી બાલકોને કક્કો શીખવવો એ રમત વાત છે. નાનાં નાનાં બાલકોને કક્કો શીખવવાની શરૂઆત કરવા માટે ઈંગ્રેજી પ્રકાશનોની હરીફાઈમાં ગૌરવભરી ઉભી રહે એવી આ એકજ ચોપડી ગુજરાતી ભાષામાં પહેલીવાર છપાઈ છે.

**કિંમત છ આના**  **ટપાલ ખર્ચ સવા આનો**

## બાલવિનોદ ગ્રંથાવલિ

સંપાદક : નાગરદાસ પટેલ ☆ ચિત્રકાર : જગમોહન મીસ્ત્રી

છથી આઠ વરસનાં બાલકો માટે આ ગ્રંથાવલિની યોજના થઈ છે. એવડાં નાનાં નાનાં બાલકો માટે મોટાં મોટાં પુસ્તકો

**આટલા મોટા ટાઇપમાં, બે રંગમાં**

પાને પાને સુંદર ચિત્રો સાથે તૈયાર કર્યાં છે. આપણા બાલસાહિત્યમાં આ પુસ્તકો નવી ભાત પાડે છે.

સંગીત શાસ્ત્રી ૦–૬–૦ ચિત્ર લેખા ૦–૬–૦

ત્રણ દીકરા ૦–૬–૦

દરેકમાં બે રંગમાં છાપેલાં ત્રીસ ચિત્રો સાથે બાળકોને ગમી જાય એવી રસભરી બાલવાર્તાઓ આપી છે.

બાલવિનોદ કાર્યાલય

૧૪૯, પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ નં : ૨

આઠથી બાર વર્ષનાં બાલકો માટે

# બાલવિનોદમાલા

સંપાદક : નાગરદાસ ઈ. પટેલ ☆ ચિત્રકાર : જગમોહન મીસ્ત્રી

બાલવિનોદમાલા બાલકોની ભારે માનીતી છે. એનાં પુસ્તકો બાલકો હોંસે હોંસે વાંચે છે. એની સુઘડ છપાઇ, ભારોભાર સુંદર ચિત્રો છેલ્લામાં છેલ્લી ઢબનાં પાંચરંગમાં છાપેલાં વૉર્નિશ કરેલાં મનોહર પૂઠાં અને રસિક શૈલી માટે સૌ કોઇ પ્રશંસા કરે છે. અત્યાર સુધીમાં એની સાડાચાર લાખ નકલો ઉપડી ગઇ છે તેજ બતાવી આપે છે કે એ બાલકોને ખૂબ ગમે છે અને બાલકો એના ઉપર ફીદા થયાં છે.

## ☆ પહેલા સૅટનાં પુસ્તકો ☆

| | | |
|---|---|---|
| ૧ | **રતનીયો** : રતનીયા વાંદરાનાં અજબ પરાક્રમો ... | ૦–૪–૦ |
| ૨ | **મોતીયો** : મોતીયો કુતરો ને ચંપીનાં તોફાનો... | ૦–૪–૦ |
| ૩ | **મણિયો** : મણિયા બિલાડાની રસિક કથા ... | ૦–૪–૦ |
| ૪ | **ચતુરો** : શિયાળ ભાઇબહેનની કથા ... ... | ૦–૪–૦ |
| ૫ | **ઉંદરદેશ** : નાના ઉંદરોનાં મોટાં પરાક્રમો ... | ૦–૪–૦ |
| ૬ | **ભુરિયો** : રીંછ, રીંછણ, ભુરિયો ને સોનાકુમારી | ૦–૪–૦ |
| ૭ | **ભાણિયો** : નાગમામા અને ભાણેજની વાર્તા ... | ૦–૪–૦ |
| ૮ | **મરઘાભાઇ** : અકકલનાં પડીકાં છોડતા મરઘાભાઇ | ૦–૪–૦ |
| ૯ | **પંડિતજી** . ધીંગામસ્તી ને તોફાન કરતા પંડિતજી | ૦–૪–૦ |
| ૧૦ | **કલાવતી** : ચતુરાઇના પાઠ શીખવતી કલાવતી... | ૦–૪–૦ |
| ૧૧ | **ગંગારામ** : રાજાને મૂર્ખ મિત્ર કહેનાર પોપટ ... | ૦–૪–૦ |
| ૧૨ | **ઊંઘણશી** : ચહાની ઉત્પત્તિની ચિનાઇ દંતકથા... | ૦–૪–૦ |
| ૧૩ | **કાલાં ઘેલાં** : નાની પણ મઝાની ગીતકથાઓ ... | ૦–૪–૦ |
| ૧૪ | **ભગો** : ભગાભાઇના ભાત ભાતના છબરડા ... | ૦–૪–૦ |
| ૧૫ | **લાલિયો** : લાલિયા ગધેડાની ગૌરવભરી ગાથા... | ૦–૪–૦ |
| ૧૬ | **હેમલતા** : સો વરસ ઊંઘતી હેમલતાની વાત ... | ૦–૪–૦ |
| ૧૭ | **રણધીર** : રાજકુમાર રણધીરનાં અજબ સાહસો... | ૦–૪–૦ |
| ૧૮ | **સબુર** : આપકર્મી કુંવરી ને સબુરસિંહની દંતકથા | ૦–૪–૦ |
| ૧૯ | **ગુદરિયો** : ગુંદરની ગારે ચોંટી રહેતો ગંગુ ગુંદરિયો | ૦–૪–૦ |
| ૨૦ | **રાવજી** : અણદીઠી, અણવીતી ને અણસાંભળી વાત | ૦–૪–૦ |

* **બાલવિનોદિની** : [ભેટ પુસ્તક] એક રસિક દંતકથા ૦-૮-૦

## ૭૫૦ પાનનું વાંચન : ૩૭૫ ચિત્રો

આખો સૅટ મજબુત બૉકસમાં સુંદર રીતે પેક કરેલો
મળી શકે છે અને ભેટ આપવા માટે એ સર્વોત્તમ છે

કિંમત રૂા. ૫-૧૨-૦  ટપાલ ખર્ચ બાર આના

##  બીજા સૅટનાં પુસ્તકો 

| | | |
|---|---|---|
| ૨૧ | **સોણલિયો** : ચાંદો સૂરજ ને શુક્રના તારાનું સ્વપ્નું | ૦-૪-૦ |
| ૨૨ | **કાળિયો** : મહાકવિ કાલિદાસની જીવનકથા ... | ૦-૪-૦ |
| ૨૩ | **નાગકુમાર** : નાગપંચમીની ગુજરાતની દંતકથા... | ૦-૪-૦ |
| ૨૪ | **મુંબાઇ** : મુંબાઇની સચિત્ર પ્રવાસ કથા ... | ૦-૪-૦ |
| ૨૫ | **મેનાવતી** : મેનાકુમારીની રસિક પરીકથા ... | ૦-૪-૦ |
| ૨૬ | **અલકા** : ભેદી જંગલ, અલકા ને અલકા ઢીંગલી | ૦-૪-૦ |
| ૨૭ | **બેલવાળો** : મિયાં મીઠુ ને બહારવટિયો નારસિંહ | ૦-૪-૦ |
| ૨૮ | **કાગમંત્રી** : મુત્સદ્દી કાવાદાવાવાળા કાગમંત્રી ... | ૦-૪-૦ |
| ૨૯ | **ધરતીમાતા** : પૃથ્વી, તેની ઉત્પત્તિ અને વિકાસ | ૦-૪-૦ |
| ૩૦ | **ગોરિયો** : ગોરિયા સાંઢ ને વનરાજ સિંહની કથા | ૦-૪-૦ |
| ૩૧ | **રેડિયો** : રેડિયો તેની રચના અને બ્રોડકાસ્ટિંગ ... | ૦-૪-૦ |
| ૩૨ | **બાપનાં વેણ** : બાપનાં વેણ કડવાં કે મીઠાં? ... | ૦-૪-૦ |
| ૩૩ | **દુલારી** : ગુજરાતની એક જૂની દંતકથા ... | ૦-૪-૦ |
| ૩૪ | **સોનાનાં પગલાં** : ગુણદ્રોહી નાગની લોકવાર્તા ... | ૦-૪-૦ |
| ૩૫ | **ગરવી ગુજરાત** : પવનદેવની પીઠ ઉપર કરેલો પ્રવાસ | ૦-૪-૦ |
| ૩૬ | **વહેંતિયો** : વહેંતિયાના બે ધપ્પા ને વિશાળ ધરતી | ૦-૪-૦ |
| ૩૭ | **લંકાની લાડી** : લંકાની લાડી ને ઘોઘાનો વર... | ૦-૪-૦ |
| ૩૮ | **કનૈયો** : શ્રી કૃષ્ણના બાલજીવનની ભાગવત કથા | ૦-૪-૦ |
| ૩૯ | **રાજહંસ** : નળ, દમયંતી ને હંસની પુરાણ કથા | ૦-૪-૦ |
| ૪૦ | **ઘનિયો** : ઘનિયા હજામનાં અવનવાં પરાક્રમો ... | ૦-૪-૦ |
| * | **બટમોગરો** : [ભેટ પુસ્તક] ચતુરાઇની કથાઓ ... | ૦-૪-૦ |

## ૭૫૦ પાનનું વાંચન : ૩૭૫ ચિત્રો

આખો સૅટ મજબુત બૉકસમાં સુંદર રીતે પેક કરેલો
મળી શકે છે અને ભેટ આપવા માટે એ સર્વોત્તમ છે.

કિંમત રૂા. ૫-૧૨-૦  ટપાલ ખર્ચ બાર આના

શ થી પંદર વરસનાં બાલકો માટે

# અશોક બાલપુસ્તકમાલા

સંપાદકો : નાગરદાસ ઇ. પટેલ અને રમણુલાલ નાનાલાલ શાહ

**દરેક સૅટમાં પાંચસો પાનનું સુંદર વાંચન અને ૧૦૦ થી ૨૦૦ ચિત્રો આપવામાં આવ્યાં છે.**

## ★ પહેલા સૅટનાં પુસ્તકો ★

૧ **મહારાષ્ટ્રનો મહારથી** : શિવાજીની જીવનકથા ... ૦—૪—૦
૨ **ત્રણ તપેલાં** : મસ્તફકીરની રમુજી વાર્તા ... ૦—૪—૦
૩ **ચીની વાતો** : બાલકો શીદા થાય એવી વાતો ... ૦—૪—૦
૪ **શા માટે?** : ગિજુભાઇનાં બે નાટકો ... ૦—૬—૦
૫ **કેશુડાં** : બાલમંદિરોનાં ગીતોનો સંગ્રહ ... ૦—૪—૦
૬ **રૂપીના બાગમાં** : ફુલઝાડોની વાર્તારૂપે સમજુતી ૦—૪—૦
૭ **કુતૂહલ** : વિવિધ સવાલોના જવાબો ... ૦—૪—૦
૮ **મુદ્રારાક્ષસ** : સંસ્કૃત નાટકની વાર્તા ... ૦—૪—૦
૯ **રંભાનું રસોઈઘર ખંડ ૧** : વીસમી સદીનું પાકશાસ્ત્ર ૦—૪—૦
૧૦ **આપણાં મિત્રો** : સમભાવ કેળવતી વાતો ... ૦—૪—૦
૧૧ **ભોળી સુભદ્રા** : સુભદ્રાના જીવનનું નાટક ... ૦—૪—૦
૧૨ **વિજ્ઞાન વિહાર ખંડ ૧** : વિજ્ઞાન કથાઓ ... ૦—૪—૦
૧૩ **ગંમત ગીતો** : નવાં બાલગીતો ... ... ૦—૪—૦

બોકસમાં પેક કરેલા સૅટના રૂા. ૩—૮—૦

## ☆ બીજા સૅટનાં પુસ્તકો ☆

૧૪ **અવળચંડો** : મનોરંજક ચીની વાતો ... ૦—૪—૦
૧૫ **ગણિત ચમત્કાર** : ગણિતના કોયડાઓ ... ૦—૪—૦
૧૬ **અજબ દુનિયા** : ભેજામાં ન ઉતરે એવી વાતો... ૦—૪—૦

બોકસમાં પેક કરેલા સૅટના રૂ ૩–૮–૦

## ☆ ત્રીજા સટનાં પુસ્તકો ☆



બોકસમાં પેક કરેલા સૅટના રૂા. ૩–૮–૦

## ☆ ચોથા સૅટનાં પુસ્તકો ☆

| | | |
|---|---|---|
| ૪૪ | **અમારી વાર્તાઓ ખંડ ૩** : દેશદેશની દંતકથાઓ | ૦—૮—૦ |
| ૪૫ | **વિજ્ઞાન વિહાર ખંડ ૪** : વિજ્ઞાનની વિવિધ કથાઓ | ૦—૪—૦ |
| ૪૬ | **લેનિન** : રશિયાના તારણહારની જીવનકથા ... | ૦—૮—૦ |
| ૪૭ | **ગીત કથાઓ** : નવાં ગીતો ... | ૦—૪—૦ |

બોકસમાં પૅક કરેલા સૅટના રૂ. ૩—૮—૦

## ☆ પાંચમા સૅટનાં પુસ્તકો ☆

| | | |
|---|---|---|
| ૪૮ | **હાસ્ય તરંગ ખંડ ૧** : રમુજી ટુચકાઓ ... | ૦—૪—૦ |
| ૪૯ | **અમારી વાર્તાઓ ખંડ ૪** : જાણીતી બાલવાર્તાઓ | ૦—૮—૦ |
| ૫૦ | **કુતુહલ ખંડ બીજો** : અવનવા સવાલોના જવાબો | ૦—૪—૦ |
| ૫૧ | **અમારી વાર્તાઓ ખંડ ૫** : દેશ દેશની દંતકથાઓ | ૦—૮—૦ |
| ૫૨ | **નીરૂની નોંધપોથી** : નવી જાતની નોંધપોથી ... | ૦—૪—૦ |
| ૫૩ | **અમારી વાર્તાઓ ખંડ ૬** : બાલવાર્તાઓ ... | ૦—૮—૦ |
| ૫૪ | **વિજ્ઞાન વિહાર ખંડ ૫** : વિજ્ઞાનને સમજાવતી વાતો | ૦—૪—૦ |
| ૫૫ | **આપણી મહાસભા ખંડ ૧** : મહાસભાનો પરિચય | ૦—૮—૦ |
| ૫૬ | **વડવાઈઓ** : વિવિધ વનસ્પતિનો પરિચય ... | ૦—૪—૦ |

બોકસમાં પેક કરેલા સૅટના રૂ. ૩—૮—૦

## ☆ છઠ્ઠા સૅટનાં પુસ્તકો ☆

| | | |
|---|---|---|
| ૫૭ | **હાસ્યતરંગ ખંડ ૨** : હાસ્યરસના ટુચકાઓ ... | ૦—૪—૦ |
| ૫૮ | **આપણી મહાસભા ખંડ ૨** : મહાસભાનો પરિચય | ૦—૮—૦ |
| ૫૯ | **છેતરાતી નજર ખંડ ૧** : ભૂલભૂલામણી સાથે ... | ૦—૪—૦ |
| ૬૦ | **પ્રવાસ કથાઓ** : પ્રવાસને લગતી સુંદર વાતો | ૦—૮—૦ |
| ૬૧ | **કોણ કેમ અને શું ? ખંડ ૧** : ભાતભાતના ખુલાસા | ૦—૪—૦ |
| ૬૨ | **નવીનવાઈઓ ખંડ ૧** : દુનિયાની અજાયબીઓ ... | ૦—૮—૦ |
| ૬૩ | **ચિત્રરેખા** : કન્યાઓ માટે નવીન ચિત્રકલા ... | ૦—૪—૦ |
| ૬૪ | **ચોપગાંની દુનિયા ખંડ ૧** : નવી શૈલીનો પરિચય | ૦—૮—૦ |
| ૬૫ | **નરસૈયો** : નરસિંહ મહેતાનું જીવન અને કવિતા | ૦—૪—૦ |

બોકસમાં પેક કરેલા સૅટના રૂ. ૩—૮—૦

## ☆ સાતમા સૅટનાં પુસ્તકો ☆

| | | |
|---|---|---|
| ૬૬ | **હાસ્યતરંગ ખંડ ૩** : હાસ્યરસના હોજ જેવા ટુચકા | ૦—૪—૦ |
| ૬૭ | **સાગરની રાણી** : અજબ કુદરતકથાઓ ... | ૦—૮—૦ |

| | | |
|---|---|---|
| ૬૮ | **નગીનાવાડી** : બાલકાવ્યોનો નવો સંગ્રહ ... | ૦—૪—૦ |
| ૬૯ | **ત્રણ ઠગ** : રસભરી સુંદર વાતો ... | ૦—૮—૦ |
| ૭૦ | **છેતરાતી નજર ખંડ ૨** : ભૂલભૂલામણી સાથે... | ૦—૪—૦ |
| ૭૧ | **લાલાનો લેખ** : ભાતભાતની વાનીઓ ... | ૦—૮—૦ |
| ૭૨ | **વડવાઇઓ ખંડ ૨** : વનસ્પતિ ને પંખીઓનો પરિચય | ૦—૪—૦ |
| ૭૩ | **ચોપગાંની દુનિયા ખંડ ૨** : પ્રાણીઓનો પરિચય | ૦—૮—૦ |
| ૭૪ | **ગબો ગાંધી** : છાલો પાલો મરીમસાલો ... | ૦—૪—૦ |

બૉકસમાં પેક કરેલા સૅટના રૂ. ૩—૮—૦

## ☆ આઠમા સૅટનાં પુસ્તકો ☆

| | | |
|---|---|---|
| ૭૫ | **હાસ્ય તરંગ ખંડ ૪** : હાસ્યરસથી ભરપૂર ટુચકા | ૦—૪—૦ |
| ૭૬ | **હીરકણી** : રસિક બાલવાર્તાઓ ... | ૦—૮—૦ |
| ૭૭ | **કોણ કેમ અને શું ? ખંડ ૨** : અવનવા ખુલાસા | ૦—૪—૦ |
| ૭૮ | **ભારત કથાઓ** : પ્રાંત પ્રાંતની લોકકથાઓ ... | ૦—૮—૦ |
| ૭૯ | **પોયણી** : નવાં બાલકાવ્યો ... | ૦—૪—૦ |
| ૮૦ | **નવી નવાઇઓ ખંડ ૨** : જગતની અજાયબીઓ... | ૦—૮—૦ |
| ૮૧ | **ગંગા મૈયા** : સુંદર કુદરત કથાઓ ... | ૦—૪—૦ |
| ૮૨ | **ચોપગાંની દુનિયા ખંડ ૩** : ચોપગાંનો પરિચય | ૦—૮—૦ |
| ૮૩ | **પ્રેમાનંદ** : પ્રેમાનંદનું જીવન, અને કવિતા ... | ૦—૪—૦ |

બૉકસમાં પેક કરેલા સૅટના રૂ. ૩—૮—૦

## ☆ નવમા સૅટનાં પુસ્તકો ☆

| | | |
|---|---|---|
| ૮૪ | **હાસ્ય તરંગ ખંડ ૫**: હાસ્યરસના હોજ જેવા ટુચકા | ૦—૪—૦ |
| ૮૫ | **બાપુનોડાયરો** : અત્યંત રસિક બાલકથાઓ ... | ૦—૮—૦ |
| ૮૬ | **શાણો શિયાળ** : શિયાળનાં અદ્દભુત પરાક્રમો... | ૦—૪—૦ |
| ૮૭ | **નવી નવાઇઓ ખંડ ૩** : આલમની અજાયબીઓ | ૦—૮—૦ |
| ૮૮ | **જયસ્વદેશ** : દેશભક્તિનાં કાવ્યો ... | ૦—૪—૦ |
| ૮૯ | **ચોપગાંની દુનિયા ખંડ ૪** : પ્રાણી પરિચય ... | ૦—૮—૦ |
| ૯૦ | **કોણ કેમ અને શું ? ખંડ ૩** : ભાતભાતના ખુલાસા | ૦—૪—૦ |
| ૯૧ | **ચાંદામામા** : ચંદ્રલોકની મુસાફરી ... | ૦—૮—૦ |
| ૯૨ | **શામળભટ** : એનું જીવન અને કવિતા ... | ૦—૪—૦ |

આ સૅટ ૧૯૪૩ માં પ્રકટ થશે.

☆ બાલવિનોદનાં પ્રકાશનો માટે ☆

# વિદ્વાન વિવેચકો શું કહે છે?



સુશોભન અને સંખ્યાબંધ ચિત્રો તેમજ આકર્ષક રૂપરંગના વિષયમાં 'બાલવિનોદમાળા'નાં પુસ્તકો આપણા બાલસાહિત્યના અત્યારસુધી પ્રગટ થયેલા ગ્રંથોમાં સહેજે પહેલું સ્થાન લઇ જાય તેવાં છે. જ્યોતિન્દ્ર હ. દવે એમ. એ.



બાલવિનોદમાળાનાં રમકડાં જેવાં રૂપાળાં પુસ્તકો બાલકોમાં ખૂબ લોકપ્રિય થયાં છે, પુસ્તકોનો રૂપરંગ આ જાતની ઇંગ્રેજી ચોપડીઓની બરોબરી કરે તેવાં છે.

નવલરામ જ. ત્રિવેદી એમ. એ.



શકય તેટલું વૈવિધ્ય જાળવવાનો સફળ પ્રયાસ આ રૂપરંગે સોહામણાં લઘુ પુસ્તકોમાં મૂર્ત થયો છે. પુસ્તકોનો ઉઠાવ બાલકોને પસંદ પડી જાય તેવો મોહક કરવાની તેમજ બાલમાનસને અનુકુળ સામગ્રી પીરસવાની દ્રષ્ટિ તથા આવડત આ માળાના સંપાદકોમાં છે એ તો સહેજે કળાઇ જાય છે.

અનંતરાય રાવળ એમ. એ.



આકર્ષક રૂપરંગ, મનોહર ઉઠાવ, સંખ્યાબંધ સંવાદી ચિત્રો, આંખને ઉડીને વળગે એવું સ્વચ્છ મુદ્રણ અને તે સાથે બાળકો સમક્ષ રજુ થતાં વાસ્તવદર્શન અને વિષય વૈવિધ્ય ઇત્યાદિ તત્વોને લઇને શ્રી. નાગરદાસ ઇ. પટેલ સંપાદિત પુસ્તકોએ આજના બાલજગતને કબજે કર્યું છે, એમ કશી પણ અતિશયોકિત વિના કહેવું પડશે. હરિલાલ પંડયા એમ. એ.